# જન્નતના ચાળીસ રસ્તા









નુરાની કુતુબખાના

છાપી : ૩૮૫૨૧૦ ડી. (બનાસકાંઠા)

દોડો, તે જન્નત ભણી કે જે-
આકાશો અને ધરતીથીય વિશાળ છે.

-કુર્આને અઝીઝ

# જન્નતના
## ચાળીસ રસ્તા

: અરબી લેખક :

શૈખ ખાલિદ સૈયિદ અલી

: ઉર્દૂ રૂપાંતર :

મવલાના ડૉ. મુહમ્મદ હબીબુલ્લાહ મુખ્તાર

: ગુજરાતી રૂપાંતર :

ઈબ્રાહીમ 'અનવર'



પ્રકાશક




નુરાની કુતુબખાના
બુક સેલર્સ એન્ડ પબ્લીશર્સ
છાપી-૩૮૫૨૧૦ બનાસકાંઠા [ગુજરાત]
મૌ. સુલેમાન મઝાહરી

☐ ઈમાનવાળા તો સાંગોપાંગ ભલાઇ અને બરકતરૂપ છે. સદાસર્વદા કલ્યાણુદાયી, મંગલકારી ને પુણ્યશાળી ય. તેઓ જ્યાં જાય ત્યાં સારાં કામો બજાવે—સારી વાતો અપનાવે.

☐ તમે તેમને પરસ્પર હેતપ્રેમ ને માયા—મુહબ્બત દાખવનારા જોશો. એક બીજા સાથે ભાઇચારો અને સુલેહસંપ રાખનારા, એક કલિમાવાળા, એક અંગ સમા, એકદિલ ને નેકદિલ !

☐ ઈમાનવાળા ખજૂરીના ઝાડ જેવા છે. જેમ ખજૂરીનો દરેક ભાગ ઉપયોગી તેમ ઇમાનવાળા ય માનવજાતને લાભ જ લાભ દેનારા હોય, નુકસાન નહીં.

## ❀ અર્પણ ❀

જેમને અલ્લાહની જન્નત પામવાની સદા ઇચ્છા છે એવાં મારાં ગુજરાતી ભાઇબહેનોને. (ભલી દુઆઓની દરખાસ્ત સાથે.)



# ✻ અનુક્રમણિકા ✻

## ★ ચાળીસ સદ્દગુણો કે સુટેવો ★

بسم الله الرحمن الرحيم

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ، حَمْدًا يَلِيْقُ بِجَلَالِهٖ وَ بِجَمَالِهٖ، وَالصَّلَاةُ وَالسَّلَامُ عَلٰى سَيِّدِ الْمُرْسَلِيْنَ وَ اِمَامِ الْمُتَّقِيْنَ، مُعَلِّمِ النَّاسِ الْخَيْرِ مُحَمَّدِ ابْنِ عَبْدِ اللّٰهِ وَعَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ وَاَتْبَاعِهٖ اِلٰى يَوْمِ الدِّيْنِ، وَبَعْدُ!

આપણા સરદાર નબીએ અકરમ હુઝૂર મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હમેશા એવી ફિકરચિંતામાં રહેતા કે મારી ઉમ્મત, અલ્લાહપાકની રઝામંદી અને દુનિયા તથા આખિરતની ભલાઇઓ હાસિલ થાય એવું દરેક કામ

કરી છૂટે. આથી આપ જોશો કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના સહાબા (રદિ.) સાથે બેઠા છે ને એમને ઉત્તમ વાતોની તાલીમ આપી રહ્યા છે. બુરી કે ભૂંડી વાતોથી ચેતવી રહ્યા છે. એમને હિદાયત મળે એવા પ્રયત્ન કરી રહ્યા છે કે બંને જહાંનું એમને સદ્‌ભાગ્ય મળે.

અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અસ્હાબે કિરામને સુંદર અખ્લાક કેળવવાની. ઊંચી હામહિંમત રાખવાની ને નફ્સને સારા ગુણો ભણી વાળવાની તાલીમ આપ્યા કરતા. તેમને દિનરાત સમજાવતા કે દુશ્મનો સામે સંપીને–એક થઇને કામ કરો, પરસ્પર હેતમુહબ્બત રાખો. એમનામાં જે શક્તિવાન હોય તે અશક્તને, માલદાર ગરીબને તથા મોટો નાનાને મદદ કરે. અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અસ્હાબે કિરામને કુસંપ ને નાઇત્તેફાકીથી, આપવડાઇ ને ગર્વઘમંડથી, હસદઅદેખાઇ ને કીનાકપટ જેવા દુર્ગુણો કે કુટેવોથી રોકતા હતા. ફરમાવતા,

'એકબીજા સાથે દ્વેષ ન રાખો, અદેખાઇ ન કરો. ન તો એકબીજાની ખોદણી કરો, બલ્કે સાચા અર્થમાં અલ્લાહના બંદા અને ભાઇ–ભાઇ બનીને રહો !'

આ અસ્હાબે કિરામ રદિયલ્લાહુ અન્હુમ અજમઇને હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનાં બરકતવંત સૂચનો–હુકમો પર ચીવટાઈથી અમલ કર્યો એ નૂરવંત અહકામને જીવનમાં ઉતાર્યા. પરિણામે તેઓ પરસ્પર પ્રેમ–મુહબ્બત રાખનારા અને એકબીજાને સાથસહકાર દેનારા ઈમાની બંધુ બની રહ્યા. તેમણે માંહોમાંહે એકતા અને

સ્નેહસંબંધના અજોડ એવા દાખલા બેસાડયા. તેમનો એક ઉચ્ચ ગુણ એ પણ હતો કે તેઓ પોતા કરતાં બીજાને પ્રાધાન્ય આપતા. દરેક જણ પોતાને લાભ કે ભલાઈ મળે એના કરતાં પ્રથમ પોતાના ઈમાની ભાઈને મળે એવી તમન્ના રાખતો, અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું આ કથન તેમને માટે અક્ષરશઃ સાચું ને યથોચિત સાબિત થયું;

'ઈમાનવાળા તો એકબીજા પ્રત્યે પ્યારમુહબ્બત, રહમ-દયામાયા ને હેતપ્રેમમાં એક દેહ જેવા છે, કે જેમ દેહશરીરના કોઈ એક અવયવને કશી પીડાતકલીફ થાય છે તો આખું શરીર પીડાતકલીફ અનુભવે છે, એને ય તાવ ને અનિદ્રા લાગુ પડી જતાં હોય છે.'

ઈમાનવાળા તો સાંગોપાંગ ભલાઈ અને બરકતરૂપ છે. તે તો સદાસર્વદા કલ્યાણમય ને મંગલકારી હોય છે ને પુણ્યશાળી ય. તે જ્યાં જાય ત્યાં સારાં કામો કરે ને હમેશા સારી બાબતોને અપનાવે છે. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) કહે છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા; 'ઈમાનવાળો તો ખજૂરના ઝાડ જેવો છે કે એનાથી તમને લાભ જ લાભ મળે !' (નુકસાન નહીં.)[1]

આથી મને થયું કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક હદીસોમાં આવેલી એ ચાળીસ વાતોને ભેગી કરીને કંઈક વિગતે તેમનું વર્ણન કરું; જેથી અલ્લાહના

---

[1] કશ્ફુલ અસ્તાર (૧:૩૧) હયસમી કહે છે કે આ હદીસને બઝ્ઝારે રિવાયત કરી છે ને રિવાયત કરનારા વિશ્વાસપાત્ર હોવાનું જણાવ્યું છે. (મજમઉઝ ઝવાઈદ)

નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સારા અમલો ને ઉત્તમ કામો વિશે ઉમ્મતને દોરવણી આપવાની કેટલી બધી કાળજી રાખતા હતા તે માલૂમ પડે. મુસલમાનો, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બતાવેલા એ અમલો કે સદકર્મો કરવાની આદત પાડે. એમને ચુસ્તપણે જીવનમાં અપનાવે–ઉતારે. વાસ્તવમાં એ એટલી ઉત્તમ અને આદર–પાત્ર આદતો છે કે એનો લાભ સઘળી માનવજાતને મળે છે. કારણ એમાં કોઈ આદત કે સુટેવ એવી હોય છે, જેમાં તમે કમજોર કે વૃદ્ધની સહાય કરતા હશો. કાં તો કોઈ મોહતાજ કે દરિદ્રને મદદ કરતા હશો. તમારી એકાદ સુટેવ એવી ય હશે કે તમે સારી વાત લોકો સુધી પહોંચાડતા હશો ને ભૂંડી ને બુરી વાતથી તેમને રોકતા હશો વગેરે. સાર એ કે આ પ્રકારની ઉમદા આદતો ને સુંદર ખસ્લતો કે સુટેવો જો મુસલમાન અપનાવી લે, એ અંગેના તકાઝાઓ પર અમલ કરે; એ સુંદર સુટેવો કે ગુણોને પોતાના જીવનમાં વણી લે તો તમે જોશો સર્વત્ર મુહબ્બત અને ભાઇચારાનું વાતાવરણ ઊભું થશે. લોકોને પરસ્પર હેતપ્રેમ ને માયામમતા દાખવનારા જોશો. તેઓ એક બીજા સાથે ભાઈચારો અને સુલેહસંપ રાખતા હશે. એક કલિમાવાળા, એક અંગ સમા, એક દિલ ને નેકદિલ !

આને પરિણામે તેમને અલ્લાહ તઆલાની રઝામંદી ને ખૂશ્નૂદી મળશે–તેઓ જન્નતમાં જવાના હકદાર બનશે અને તમે જ કહો, માણસને અલ્લાહપાકની રઝામંદી, તેની મુલાકાતનું બહુમાન તથા જન્નતમાં સ્થાન–આ નેઅમતો સિવાય બીજું જોઇએ ય શું ?! એનો મકસદ, એનો મૂળ ધ્યેય એ જ તો છે. આ વાતો જે આપણે જીવનમાં અપના-

વવાની છે તે તદ્દન સરળ અને હળવી છે. એમાંની ઘણી બધી પર તો આપણે રોજબરોજ અમલ પણ કરતા હોઇએ છીએ, પરંતુ એના મર્મ મહત્ત્વની કાં તો આપણને ખબર નથી, કાં તો એ તરફ આપણે લક્ષ નથી આપતા. ઘણીવાર તો આપણે એ વાતોને બહુ મામૂલી સમજતા હોઇએ છીએ. આપણે જો શુદ્ધ નિય્યત અને હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અનુસરણ અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આણેલ દીન પર અમલ કરવાના ઈરાદા સાથે આ વાતો પર અમલ કરીએ તો અલ્લાહપાક આપણને એની વધુ ને વધુ તવફીક આપશે ને આપણને એવા અમલો ને કર્મો સૂઝાડશે, જે આપણા માટે દુનિયા અને આખિરતની ભલાઈ અને કલ્યાણની જામીનગીરીરૂપ બની રહેશે, ઈન્શાઅલ્લાહ !

આથી દરેક મુસલમાનને હું આમંત્રણ આપું છું કે આ અતિ લાભદાયી, કલ્યાણમય ને કીર્તિવંત વાતો કે ખસ્લતો-સુટેવો અપનાવો. એના પર અમલ કરી છૂટો અને જે જે સારીભલી વાતો તરફ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આપણને માર્ગદર્શન આપ્યું છે એ વાતોને ચીવટાઇથી થામી લો. જેથી અલ્લાહપાક પોતાની જન્નતમાં આપણને સ્થાન આપે, પોતાના રક્ષણ–હિફાઝતમાં રાખે ને ભલી તવફીક દે.

જો કે સઘળી સારી વાતો અને ભલાઈના બધા અમલો કંઈ આ ચાળીશ વાતોમાં જ સમાય જતાં નથી. ભલાઇ ને સુખ પામવાનાં કામો તો જાણે ગણ્યાં ગણાઈ નહીં એટલા છે; પણ આ ચાળીશ સુટેવો કે ઉમદા ગુણો સઘળી ઉત્તમ

ખસ્લતોનો પાયો અને મૂળ છે કે એ સૌના વિશે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જે હદીસો અહીં રજૂ કરી છે એ સહીહ હોઈ એમને રિવાયત કરનારા મહાનુભાવો વિશ્વાસપાત્ર, તેમ મુસ્તનદ કિતાબોના આધારે એ વર્ણવાઈ છે.

આ હદીસોને એકત્ર કરવા પાછળ મારો આશય એવો છે કે સૌ પ્રથમ તો મારા મનદિલને સારાં કામો કરવા માટે હું ચેતનવંતું કરું ને સાથે મારાં ભાઈ-બહેનોને એ ઉત્તમ વાતો યાદ દેવડાવું, એમને બજાવી લાવવા માટે વિનંતી કરું. કારણ અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આદેશ આપે છે કે–

'જે માણસ કશી ભલાઈ કે નેકી ભણી લોકોને બોલાવે તો એને ય એ ભલાઈ કરનાર જેટલો સવાબ મળે છે.'

અલ્લાહ તઆલાની બારગાહમાં મારી દુઆ છે કે તે રહીમ-કરીમ મને અજરસવાબ આપે, મારા તેમ સઘળા મુસલમાનોનાં દિલોમાં સત્ય અને પુણ્યની વાતો ઉતારે ને જે દિવસે કદમ ડગમગી જશે–ન તો માલદોલત ખપ લાગશે ન આલઓલાદ–સિવાય કે જે કોઈ કલ્બે સલીમ લઈને અલ્લાહને દરબારે હાજર થશે–એ દિવસે આપણને અડગ–સાબિતકદમ રાખે.

અલ્લાહપાકની બારગાહમાં મારી એવી ય અરજ છે કે ધરતી પરના સઘળા મુસ્લિમો એક થઈ જાય, માનવજાતના કલ્યાણ અને સુખશાંતિ માટે કામ કરે, દુશ્મનો પર વિજય મેળવે. અલ્લાહપાકની ઝાત જ તો સૌથી ઉચ્ચ છે કે જેનાથી

હાજતો માંગવી રહી. ખરે, દુઆઓ કબૂલ કરવાને લાયક પણ તે જ છે.

આ પુસ્તિકા મેં બહુ મહેનતથી તૈયાર કરી છે, છતાં એમાં કોઈ ક્ષતિ રહી ગઈ હોય તો અલ્લાહપાકથી દરગુઝર અને માફીનો હું તલબગાર છું. જો મારા મકસદમાં હું પાર ઉતર્યો હોઉં તો ય એમાં મારી કંઈ આવડત વિસાત નથી. એ તો અલ્લાહપાકની જ તવફીક અને કૃપાનો પ્રતાપ છે.



# ચાળીસ સદ્દગુણો કે સુટેવો

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત છે કે, અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે;

'ચાળીસ સદ્ગુણો છે;[1] જેમાં બકરી આપવી એ ઉત્તમ સદ્ગુણ છે.'[2]

'જે કોઈ અજરસવાબની આશા સાથે અને એ બદલ જે વાયદો કરવામાં આવ્યો છે તેને સાચો માનીને આ વાત પર અમલ કરશે તો અલ્લાહપાક તેને જન્નતમાં દાખલ કરશે'.

(ફત્હુલ બારી—૫ : ૨૪૩)

---

[1] હઝરત ઈમામ અહમદ (રહ.)ની રિવાયતમાં 'ચાળીસ નેકીઓ' એવા શબ્દો છે. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ ચાળીસ વાતોને સારી પેઠે જાણતા હતા, પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એ વાતો એક સાથે વિગતે એટલા માટે નથી જણાવી કે આપના નઝદીક એમાં કશી મોટી હિકમત હતી. શક્ય છે કે એના નિર્ધારણને કારણે લોકો ભલાઈનાં બીજાં કામો પ્રત્યે કદાચ દુર્લક્ષ સેવે.

[2] હદીસ શરીફમાં અન્ઝ શબ્દ છે. એટલે કે બકરી.

# ✯ પહેલી સુટેવ ✯

## બકરી ભેટ આપવા બાબત થોડું વિવરણ જોઈએ.

બકરીની ભેટને અરબીમાં 'મનીહતુલ અન્ઝ' કહે છે. હઝરત અબૂ ઉબૈદ (રઝિ.) કહે છે કે અરબ લોકોમાં આવી ભેટ બે પ્રકારે અપાતી :

૧. બકરી ભેટ આપી, ભેટ લેનારને બકરીનો માલિક બનાવાતો.

૨. ઊંટ કે બકરી ભેટ આપી, લેનારને ચોક્કસ સમય સુધી તેનો માલિક બનાવાતો. એ સમયગાળામાં બકરીના દૂધ ને તેના ઊન-વાળથી તે લાભ ઉઠાવતો. ફરી એ મુદ્દત પૂરી થતાં તેનાં માલિકને ભેટનું એ જાનવર પાછું દેવામાં આવતું.

ઉપરોક્ત હદીસ શરીફમાં ભેટનો ઉલ્લેખ છે તે આ બીજા પ્રકારની છે કે જેમાં દૂધાળું પશુ અમુક વખત માટે ભેટ અપાય છે. જેને એ ભેટ અપાય તે એ વખત દરમિયાન એ પશુથી લાભ ઉઠાવે છે. ફરી ભેટ આપનારને તે પશુ પરત કરે છે. કઝઝાઝ કહે છે કે આ ભેટ ઊંટણી કે બકરીની જ હોય છે. હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ રિવાયત કરેલ હદીસમાં આ શબ્દો છે :

'ઉત્તમ હદિયો ખૂબ દૂધ દેનારી જાતવાન ઊંટણીનો હદિયો છે.'

આ હદીસ શરીફમાં લિકહહ શબ્દનું પ્રયોજન છે. જેનો ભાવાર્થ એક દૂઝણું-એક વિયાણથી બીજા વિયાણુ સુધીનો દૂધ દેવાનો ગાળો-એવો થાય છે. વળી હદીસ મુબારકમાં

'સફિય્ય' શબ્દ પણ છે જેનો અર્થ છે ખૂબ દૂધાળું એવું જાતવાન પશુ–ઊંટણી. દૂધાળા જાનવરની ભેટને ઉત્તમ કેમ ગણાવાય હશે ?–સબબ દૂધ ઉત્તમ ખોરાક છે. જેમ કે એક હદીસ શરીફમાં ઉલ્લેખ છે : ખાવા કે પીવામાં દૂધનું સ્થાન લે એવી અન્ય કોઇ ચીજ નથી. (જામિઅ તિરમિઝી) એના ફઝલુલ મુનીહત પ્રકરણમાં આટલો ઉમેરાય છે : 'એવી જાતવાન બકરી કે જે સવાર સાંજ એકેક વાસણ ભરીને દૂધ આપે.'

તો ઉત્તમ એવું દૂધાળું પશુ ભેટ આપો. દૂધાળા પશુની ભેટ ઉત્તમ હોવા વિશે અન્ય હદીસ શરીફમાં ય ઉલ્લેખ છે :

'જેણે કોઇને દૂધ ખાવાપીવા માટે દૂધાળું પશુ ઉછીનું દીધું અથવા કોઇને રૂપિયાપૈસા કરજે દીધા યા તો ગૂંચવાયેલાને રસ્તો બતાવ્યો, તો ગુલામને ગુલામીમાંથી મુક્ત કરાવ્યા જેવડો તેને સવાબ મળશે.' (જામિઅ તિરમિઝી)

હઝરત અબૂ હુરયરહ (રદિ.) વર્ણવે છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા; 'જે શખ્સ, કોઇ કુટુંબકબીલાવાળાને એવી દૂધાળી ઊંટણી આપે[1] કે જે સવારે વાસણ ભરીને દૂધ આપે ને એટલું દૂધ સાંજે ય આપે[2]

---

[1] આ હદીસ મુબારકનો ભાવાર્થ એ છે કે અમુક સમય સુધી દૂધ પીવા ઊંટણી આપે જેથી દૂધ અને ઊનવાળનો લાભ એ કુટુંબવાળાંઓને મળે. સમય પૂરો થતાં તેઓ એ પશુ એના માલિકને પાછું આપી દે.

[2] સવાર–સાંજ વાસણ ભરીને દૂધ આપે–એનો ભાવાર્થ એ છે કે બંને વખત તે ખૂબ દૂધ આપતી હોય. જેથી દોહનાર સવાર–સાંજ વાસણ ભરીને દૂધ પામે.

તો એવી ભેટ દેનારને બહુ બહુ સવાબ મળશે.'

(સહીહ મુસ્લિમ)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી વળી રિવાયત છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એકવાર અનેક વાતોની મના ફરમાવી. વળી ઘણી બધી વાતો વિગતે ય સમજાવી. ફરી ફરમાવ્યું; 'જેણે દૂધાળું જાનવર કોઇને કામચલાઉ ભેટ આપ્યું તો દૂધ આપવાને લઇને તેને સવાર-સાંજ સદકો કરવા જેટલો અજર મળતો રહેશે.'

(સહીહ મુસ્લિમ)

હઝરત અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હૂ રિવાયત કરે છે કે એકવાર અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે માનવંત સહાબા રદિયલ્લાહુ અન્હુમને પૂછ્યું કે કયો સદકો સૌથી બેહતર છે ? માનવંત અસ્હાબે કિરામે અરજ કરી; 'યા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ તો અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વધુ સારી પેઠે જાણે છે.' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઇરશાદ ફરમાવ્યો; 'જે કોઇ પોતાના મુસલમાન ભાઇને રૂપિયાપૈસા કરજે આપે યા તેને કોઇ જાનવર (વગેરે સવારી) પર બેસાડી લે.'[1] (કશ્ફુલ અસ્તાર)

[1] હયસમી (રહ.) કહે છે કે આ હદીસ ઈમામ અહમદ અને અબૂ યઅલાએ પણ નોંધી છે ને તેમાં—દીનાર તથા ગાય આપવી—એ શબ્દો પણ છે.

## ★ બીજી સુટેવ ★

## તકલીફ આપતી ચીજોને રસ્તેથી હઠાવવી.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે; 'મેં જન્નતમાં એક માણુસને જોયો જે ત્યાં મજાઆનંદ કરતો હતો. તેણે રસ્તામાં મુસલમાનોને ઈજા દેતા એક ઝાડને કાપી નાખ્યું હતું, તેનો આ સુંદર બદલો હતો.[1] (સહીહ મુસ્લિમ)

હઝરત મુસ્તનીર બિન અખ્દર કહે છે કે મારા દાદાજી પોતાના જીવનની એક ઘટના વર્ણવે છે કે એકવાર હું, હઝરત મઅકલ બિન યસાર રદિયલ્લાહુ અન્હૂ સાથે રસ્તે જઈ રહ્યો હતો. રસ્તામાં કેટલીક એવી વસ્તુઓ પડી હતી જે લોકો માટે તકલીફદાયક હતી. તે માનવંતે એ વસ્તુઓ રસ્તેથી હટાવી દીધી. અમે આગળ વધ્યા તો મેં એવી જ ચીજ જોઈ. મેં પણ રસ્તામાંથી તે દૂર કરી. આ જોઇ હઝરત મઅકલ (રદિ.)એ મારો હાથ પકડી પૂછ્યું; 'ઓ ભત્રીજા ! તેં આવું શાને કર્યું ?' મેં અરજ કરી; 'કાકાજી ! આપને આવું (ભલું) કામ કરતાં જોયા તેથી.' આ સાંભળી હઝરત મઅકલ (રદિ.) કહેવા લાગ્યા; હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસેથી મેં સાંભળ્યું, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા હતા, 'જે કોઈ મુસલમાનોના

---

1 શક્ય છે કે આ ઝાડ બાવળ વગેરેનું કાંટાળું હોય ને રસ્તે જતા-આવતા લોકોને તે ઈજારૂપ હોય.

રસ્તામાંથી કશી તકલીફદાયક ચીજ હઠાવશે તો અલ્લાહપાક એના આમાલનામામાં એક નેકી લખી દેશે અને જે કોઈની કોઈ એકાદ નેકી ય કબૂલ થઈ ગઈ તે જન્નતમાં જશે.'[1]

તકલીફદાયક ચીજો એટલે લોકોને ઈજા કે ત્રાસતકલીફ દેતી ચીજવસ્તુઓ. પછી તે પથ્થરમાટી હોય કે ઝાડઝાંખરાં, તૂટેલા ગ્લાસપ્યાલાં, ગંદકી કે પાણી વગેરે. સાર એ કે તકલીફ દેતા ચીજોને લોકોની રાહત ખાતર રસ્તેથી ખસેડવા જેવું મામૂલી લાગતું કામ અલ્લાહપાકની મહેરથી જન્નત અપાવે છે. અલ્હમ્દુલિલ્લાહ ! હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, રસ્તે પડતા એક કાંટાળા ઝાડને કારણે મુસલમાનોને તકલીફ થયા કરતી હતી. એક માણસે એ ઝાડ કાપીને લોકોની તકલીફ દૂર કરી તો તેને જન્નત મળી. (સહીહ મુસ્લિમ) એ રીતે હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે, અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું; 'એક માણસ રસ્તે જઈ રહ્યો હતો. તેણે કાંટાવાળા ઝાડની એક ડાળી રસ્તા પર નમેલી જોઈ તો એ ડાળીને તેણે એક બાજૂ કરી દીધી (કે લોકોને તકલીફ ન થાય) અલ્લાહપાકે તેને એવું ઈનામ આપ્યું કે તેની મગફિરત કરી દીધી.
(સહીહ મુસ્લિમ)

હઝરત અબૂ ઝર (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈરશાદ ફરમાવે છે;

---

[1] અલ્લામા સિયૂતી (રહ.)એ આ હદીસ ઈમામ બુખારી (રહ.)ની કિતાબ અદબુલ મફરદના આધારે જામિએ સગીરમાં નોંધી છે.

'મારી સામે મારી ઉમ્મતનાં સારાં અને માઠાં સઘળાં કામો-અમલો રજૂ કરવામાં આવ્યા. મેં સારા અમલો પૈકી એક અમલ રસ્તામાં પડેલી તકલીફદાયક ચીજોને હટાવવાનો જોયો.[1]

હઝરત અબૂ હુરયરહ (રદિ.) કહે છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા; 'એક ઝાડની ડાળ રસ્તે જતા આવતા લોકો માટે ત્રાસરૂપ હતી, એક માણસે એને ખસેડી. આ બદલ તેને અલ્લાહ તઆલાએ જન્નતમાં દાખલ કર્યો.' (સુનને ઈબ્ને માજહ) હઝરત અબૂ બરઝહ અસ્લમી (રદિ.) કહે છે કે મેં એકવાર હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અરજ કરી, 'યા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મને કોઇ એવું કામ બતાવો કે જે મારા માટે સદા લાભદાયી હોય.' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું; 'તમે મુસલમાનોના મારગમાંથી તકલીફ દેનારી વસ્તુ હઠાવતા રહેજો.'

(સુનને ઈબ્ને માજહ)

---

[1] સહીહ મુસ્લિમ, ૧ઃ ૩૯૦ આ હદીસ શરીફમાં આગળ એવો ઉલ્લેખ છે કે મસ્જિદમાં થૂંકવું એ ઉમ્મતના ભૂંડા અમલો પૈકીનો એક અમલ જોયો. થૂંકીને માટી નીચે દબાવી ન દેવાય તો એ અતિ નિંદ્ય છે. મુત્રઝી કહે છે કે આનો ભાવાર્થ ગળા કે નાકમાંથી નીકળતો પદાર્થ છે. આથી મસ્જિદમાં આવું કૃત્ય કરવું નહીં. થઈ જ જાય ને મસ્જિદ કાચી હોય તો ખાડો કરી એમાં થૂંકલી ટ દાબી દેવું. સાર એ કે મસ્જિદને ખૂબ પાકસાફ રાખો.

## ★ ત્રીજી સુટેવ ★

## તરસ્યા જીવોને પાણી પાવું.

હઝરત અબૂ હુરયરહ (રદિ.) કહે છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક વાર આ ઘટના વર્ણવી : એક માણસ રસ્તે જઈ રહ્યો હતો. એને બહુ તરસ લાગી. એવાંમાં એક કૂવો દેખાયો. (ડોલદોરડું હતું નહીં) એ પાણી પીવા કૂવામાં ઊતર્યો ને ધરાઈને પાણી પીધું. ફરી ઉપર આવ્યો તો તેણે જોયું કે એક કૂતરું તરસે તરફડી રહ્યું છે. એની જીભ બહાર લટકી રહી છે ને તરસનું માર્યું તે કાદવ ચાટી રહ્યું છે. એ માણસને મનમાં થયું કે પ્યાસથી મને પીડા થતી હતી તેમ આ મૂંગા પશુને ય થતી હશે. આમ વિચારી તે ફરીથી કૂવામાં ઊતર્યો. પોતાની પાસેના ચામડાના મોજામાં પાણી ભર્યું ને એ મોજું દાંતો વડે પકડી બંને હાથને સહારે કૂવામાંથી ઉપર આવ્યો. તરસ્યા કૂતરાને પાણી પાયું. ફરી અલ્લાહનો શુક્ર અદા કર્યો. અલ્લાહપાકે આ બદલ તેની મગફિરત કરી ને તેને જન્નતમાં દાખલ કર્યો.[1]

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર

---

[1] બુખારી અને મુસ્લિમ. આ શબ્દો બુખારી શરીફની એક રિવાયતના છે. ઈબ્ને હિબ્બાને પણ પોતાની સહીહમાં આ જ શબ્દોમાં રિવાયત નોંધી છે. મુસ્લિમ, ૪:૧૭૬૧

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા, એક વાર એક કૂતરું તરસનું માર્યું કૂવાની ચોમેર આંટા મારી રહ્યું હતું. પ્યાસને લઈ જાણે મરું—મરું થઈ રહ્યું હતું. એવામાં બની ઈસરાઈલની એક કુલટા સ્ત્રીએ એને જોયું. તેણે પોતાનું ચામડાનું મોજૂં કૂવામાં ઉતાર્યું ને પાણી કાઢી એ તરસ્યા કૂતરાને પાયું. આને કારણે અલ્લાહ તઆલાએ તે ઓરતની મગફિરત કરી દીધી. અસ્હાબે કિરામે અરજ કરી; 'યા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ શું પશુપક્ષીઓ સાથે સદ્‌વર્તન કર્યા બદલ પણ અમોને અજર-સવાબ મળે છે કે ? અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું; 'હા, દરેક સજીવ સાથે સદ્‌વર્તન કર્યાનો સારો બદલો મળે છે.' (સહીહ મુસ્લિમ)

આથી માલૂમ પડે છે કે કૂતરું, બિલાડી, ગાયબકરી, ઘોડો કે ચકલાં વગેરે કોઈપણ પશુપક્ષીને પાણી પાશો તો એનો અજરસવાબ મળશે. અલબત્ત, જે પશુપક્ષીઓ માનવ-જાત માટે હાનિરૂપ હોય જેમ કે સાંપ—વીંછી, હડકાયું કૂતરું વગેરે તો એ આમાં અપવાદ છે.



# ★ ચોથી સુટેવ ★

## માંદાની ખબર પૂછવી.

હઝરત અબૂ હુરયરહ (રદિ.) રિવાયત કરે છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો, 'જે કોઈ માંદા માણસની ખબરઅંતર પૂછવા જાય યા પોતાના લિલ્લાહી ભાઈની મુલાકાત કરે તો એક પોકારનાર પોકાર દે છે કે, તમે સારા (માનવી) છો. તમારું આગમન મુબારક! તમે તમારું સ્થાન જન્નતમાં બનાવ્યું.'[1]

હઝરત સવબાન (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈરશાદ ફરમાવે છે; 'જ્યારે કોઈ મુસલમાન, પોતાના મુસલમાન ભાઈની ઈયાદત કરે છે-માંદગીમાં તેની ખબર લે છે તો પાછા ફરતાં સુધી તે જન્નતના ખુરફહમાં છે. અસ્હાબે કિરામે અરજ કરી, 'યા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જન્નતના ખુરફહ શું હશે?'

---

[1] આ હદીસ શરીફ તિરમિઝીએ રિવાયત કરી છે. ઈબ્ને હિબ્બાને પોતાની સહીહમાં ય એને નોંધી છે. એમાં વિશેષમાં છે કે જ્યારે કોઈ માણસ પોતાના ભાઈની ખબરઅંતર પૂછે છે કે તેની મુલાકાત-ઝિયારત કરે છે તો અલ્લાહપાક ફરમાવે છે, 'તમે સારું કામ કર્યું', તમારું ચાલવું કે અહીં આવવું મુબારક થાઓ. તમે જન્નતમાં તમારું ઠેકાણું બનાવ્યું.' આ બંને રિવાયતોમાં કશો વિરોધાભાસ નથી. કારણ અલ્લાહ-પાકના ફરમાન પછી સાદ દેનાર અલ્લાહ તઆલાના હુકમ અનુસાર સાદ દે છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉત્તર દીધો; 'જન્નતના મેવા ને ફળો.'
(સહીહ મુસ્લિમ)

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત્ત છે કે હુઝુર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે; 'જે માણસ કોઈ માંદાની ખબર પૂછવા જાય છે તે જાણે રહમતમાં પ્રવેશ કરે છે. જ્યારે તે માંદા પાસે બેસે છે ત્યારે અલ્લાહપાકની રહમત એને ઢાંકી લેતી હોય છે.[1]

અમીરુલ મુઅમિનીન હઝરત અલી (રદિ.) કહે છે કે હુઝુર પુરનૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસેથી મેં સાંભળ્યું; સવારના કોઇ મુસલમાન, માંદા માણસની ખબરઅંતર પૂછવા જાય છે તો સિત્તેર હજાર ફરિશ્તા સાંજ સુધી એને માટે મગફિરતની દુઆ કરતા રહે છે. એ રીતે કોઈ સાંજના બીમારપુરસી કરે છે તો સવાર સુધી સિત્તેર હજાર ફરિશ્તા તેને માટે ઇસ્તિગફાર કરતા રહે છે ને તેને જન્નતનાં ફળો પ્રાપ્ત થઈ જાય છે.[2]

---

[1] કશ્ફુલ અસ્તાર, ૧ : ૩૬૮ હયસમી (રહ.) કહે છે કે આ હદીસને અહમદ તથા બઝારે રિવાયત કરી છે.

[2] આ હદીસ તિરમિઝીએ રિવાયત કરી છે ને જણાવ્યું છે કે એ હદીસ 'હસન–ગરીબ' છે, ને હઝરત અલી (રદિ.)થી 'મવકૂફન' પણ રિવાયત થયેલ છે. અબૂ દાવૂદે એને મવકૂફન રિવાયત કરીને કહ્યું છે કે હઝરત અલી (રદિ.)થી એ 'મરફૂઅન' પણ નોંધાયેલી છે, પરંતુ એ તરીકો સહીહ નથી. જુઓ, સુનને અબૂ દાવૂદ, ૨ : ૧૬૫ 'મરફૂઅ' હદીસ એટલે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન મુબારક ને મવકૂફ એટલે હદીસરૂપે સહાબી (રદિ.)નું કથન.

માંદાએ કે તેનાં ઘરવાળાંએ ખબર પૂછવા આવનારની સેવામાં ખાવા કે પીવાની કશી વસ્તુ પેશ કરવી જોઇએ. હઝરત અનસ (રદિ.) કહે છે કે એક કબીલાના લોકો મારી ખબર પૂછવા આવ્યા તો મેં મારી દીકરીને કહ્યું; 'ઓ દીકરી ! મારા સાથીઓ માટે ખાવાપીવાની કશી વસ્તુ લઈ આવ, ભલે તે થોડી હોય. કારણ હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસેથી મેં સાંભળ્યું છે કે સારા અખ્લાક કે સારું વર્તન જન્નતના આમાલ પૈકીના આમાલ છે. (તબરાની)

અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે; 'જેણે વુઝૂ કર્યું ને સારી પેઠે વુઝૂ કરી પોતાના મુસલમાન ભાઈની, અજરસવાબની નિય્યતે ખબરઅંતર પૂછી તો તેને દોઝખથી સિત્તેર વરસ જેટલા અંતરે દૂર કરી દેવામાં આવશે.'—એટલે કે તેને દોઝખમાં દાખલ કરવામાં નહીં આવે. (સુનને અબૂ દાવૂદ)



# ★ પાંચમી સુટેવ ★

## ઇમાની ભાઇની ઝિયારત ને મુલાકાત કરવી.

હઝરત અનસ (રદિ.) કહે છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઇરશાદ છે; 'જે કોઇ પોતાના ઈમાની ભાઈની મુલાકાત કરે છે તો આકાશેથી એક ફરિશ્તો સાદ દે છે કે હે ભાઈ! તમે પવિત્ર થયા ને જન્નત તમારે માટે ઉમદા રૂપે નક્કી થઇ. વળી અલ્લાહ તઆલા ફરિશ્તાઓને ફરમાવે છે કે મારા બંદાએ મારે ખાતર ઝિયારત–મુલાકાત કરી છે તો એની મેઝબાની કે આગતાસ્વાગતા મારા શિરે છે. ફરી અલ્લાહપાક એને માટે જન્નતથી ઓછો કોઇ અજરસવાબ નક્કી કરતા નથી. એટલે કે એને જન્નત નસીબ કરે છે.'[1]

હઝરત અબૂ હુરયરહ (રદિ.) રિવાયત કરે છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ ઘટના બયાન ફરમાવી છે: બીજે ગામ કે વસ્તીમાં રહેતા પોતાના દીની ભાઇની મુલાકાત–ઝિયારત કરવા એક જણુ નીકળ્યો તો અલ્લાહ તઆલાએ રસ્તામાં એક ફરિશ્તાને બેસાડ્યો. તે માણુસ એ ફરિશ્તા પાસેથી પસાર થયો તો ફરિશ્તાએ પૂછ્યું; 'તમે કયાં જઇ રહ્યા છો?' તેણે જવાબ દીધો; પેલે ગામ મારો એક ભાઈ રહે છે તેની મુલાકાતે જઇ

---

[1] આ હદીસ બઝાર અને અબૂ યઅલાએ પોતની મુસ્નદમાં વજનદાર સનદ સાથે રિવાયત કરી છે.

રહ્યો છું.! ફરિશ્તો પૂછે છે; 'શું તે માણસે તમારા પર કોઈ ઉપકાર—એહસાન કરેલ છે કે તમે એની ખબરઅંતર પૂછવા જઈ રહ્યા છો'? તેણે ઉત્તર વાળ્યો; 'ના જી. વાત એમ છે કે હું એની સાથે બસ, અલ્લાહ ખાતર હેતમુહબ્બત રાખું છું! આ સાંભળી ફરિશ્તો કહેવા લાગ્યો; 'તો સાંભળો! અલ્લાહ તઆલાએ મને તમારા માટે એવો સંદેશો લઈને મોકલ્યો છે કે, જેમ તમે અલ્લાહ ખાતર એ માણસ સાથે મુહબ્બત રાખી છે તેમ અલ્લાહ તઆલા પણ તમારી સાથે મુહબ્બત રાખે છે.'

(સહીહ મુસ્લિમ)

આ હદીસ શરીફથી ફલિત થાય છે કે જે કોઇ અલ્લાહ ખાતર પોતાના દીની ભાઈ સાથે મુહબ્બત રાખે છે, ને અલ્લાહની રઝામંદી પામવા તેની મુલાકાતે કે ઝિયારતે જાય છે તો અલ્લાહપાક તેની સાથે મુહબ્બત રાખે છે. ને જ્યારે અલ્લાહપાક કોઈ બંદા સાથે મુહબ્બત રાખે તો તેને જન્નતમાં દાખલ ફરમાવી દે છે. આમ અલ્લાહ તઆલાની મુહબ્બતને કારણે જન્નતમાં પ્રવેશ આવશ્યક બની રહે છે.

યહૂદીઓ અને નસારા કહેતા કે અમે અલ્લાહના બેટા અને તેના પ્યારા છીએ. અલ્લાહપાકે તેમની આ વાતને રદ્દ કરતાં ફરમાવ્યું;

'(હે નબી!) આપ કહી દો કે તો પછી અલ્લાહ તઆલા તમારા ગુનાહોને કારણે તમોને અઝાબ કેમ આપે છે?!'

(માઈદહ : ૧૮)

ઉલમાએ કિરામ આ પરથી એવું તારણ કાઢે છે કે અલ્લાહપાક જેની સાથે મુહબ્બત દાખવે તેને અઝાબ નથી

દેતા; પણ તેના ગુનાહોને માફ કરી દે છે. તો આપણને અલ્લાહની મુહબ્બત અને રઝામંદી મળે એવો આપણો નમ્ર પ્રયત્ન રહે.

હઝરત અબૂ હુરયરહ (રઝિ.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે; 'જે માણસ, કોઈ માંદાની ખબર પૂછવા જાય છે–તેની ઇયાદત કરે છે અથવા પોતાના ઈમાની ભાઇની ઝિયારત–મુલાકાત કરે છે તો એક અવાજ દેનાર–પોકારનાર પોકાર કરે છે કે તમે પવિત્ર થયા. તમારું જવું મુબારક થયું ને તમે જન્નતે સ્થાન પામ્યા.'

(જામિઅ તિરમિઝી)

## ★ છઠ્ઠી સુટેવ ★

### અલ્લાહે આપેલી રોજીમાંથી થોડુંઘણું આપવું.

દાખલા તરીકે અલ્લાહપાકે કોઇને સો રૂપિયા દીધા હોય તો તેણે મિસ્કીન કે ગરીબફકીરને બે–ત્રણ રૂપિયા ય આપવા રહ્યા. તેની આ નાનકડી દેન અલ્લાહે આપેલી રોજી અને નેઅમતના શુક્રરૂપે લેખાશે. સાથે મોહતાજને કંઈક મદદ મળશે ને તેનું દિલ રાજી થશે. મીરાસ કે વારસા વહેંચણીના પ્રસંગ માટે ય આવો હુકમ નાઝિલ થયો છે. જેમ કે અલ્લાહપાક ફરમાવે છે;

'મા–બાપ અને નજીકનાં સગાં જે કાંઈ મૂકી જાય તેમાં પુરુષોનો ય હિસ્સો છે. તેમ મા–બાપ કે નજીકનાં સગાં જે કાંઈ મૂકી જાય–તે થોડું હોય કે ઘણું, તેમાં સ્ત્રીઓનો ય

હિસ્સો છે. (એટલે કે) ભાગ–હિસ્સો નક્કી થયેલ છે. વળી વારસા વહેંચણી વખતે બીજાં સગાંવહાલાં અને યતીમો ને મોહતાજો હાજર હોય તો તેમને પણ એમાંથી કંઇક આપો. ને તેમની સાથે ભલાઈ (અને વિનમ્રતા)થી વાત કરો.' ( ૪:૬–૮ )

...જેથી એમનું દિલ ખુશ થાય. દાખલા તરીકે તમે એમને એમ કહો કે આ માલદોલત અમારાં નથી. એ તો યતીમો અને વિધવાઓ વગેરેનો હક છે–ને આવા હળવા, પ્યારા લાગે એવા શબ્દો, (એમને કહો.)

અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ લડાઈ જેવા પ્રસંગે મળેલ ગનીમતનો માલ મુજાહિદો વચ્ચે તેમની પાત્રતા કે હક પ્રમાણે વહેંચી દેતા; પણ જેમણે લડાઇમાં ભાગ ન લીધો હોય તેવા લોકોને એટલે કે ઘરડાં માણસો અને બાળકોને ય આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કંઇ ને કંઈ આપતા. આ થોડુંઘણું જે અપાતું તે સદકારૂપે નહીં, પણ તેમના ઈકરામ કે આદરરૂપે અપાતું. મુસલમાનોને આ નેઅમત મળી એ વખતે આવા લોકો મવજૂદ હતા; તેથી આ નેઅમતમાં તેમને ય શરીક કરી દેવાતા.

એક ઝઈફ હદીસ અનુસાર છે કે જ્યારે તમે કોઈ માણસને કશો હદિયો–ભેટ આપો તો એની સાથેના માણસને ય કંઇક આપો. આનો અર્થ એવો નથી આ આપવાનું ફરજિયાત છે, કે એમનો હક વાજિબ છે યા એમને ય સદકો આપવો વાજિબ છે. ના, એવું નથી. ઉદ્દેશ એ છે કે માણસ ભેટસોગાતમાં બીજાને ય શામિલ

કરીને તેનો આદર કે તેનું ઇકિરામ કરે ને તેનું દિલ રાજી કરે, કેટલી સુંદર ખસલતો છે આ !

## ★ સાતમી અને આઠમી સુટેવ ★

### સારાં કામો અમલમાં મૂકાય એવો પ્રયત્ન કરવો ને બુરાં કામોથી લોકોને રોકવા.[1]

સમાજસુધારણાનો આ પાયો છે. એનો હેતુ એ છે કે ઘરસમાજમાંથી બુરાઇઓ દૂર થાય ને સારી વાતો તથા ખૂબીઓ અપનાવાય. જેથી સઘળે ભલાઇ અને સુખશાંતિ વ્યાપી રહે. સુંદર શરીઅત લઇને દુનિયામાં પધારનાર અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ કામને ફર્ઝે કિફાયહ ગણાવેલ છે કે મુસલમાનોની એક જમાઅત કે એક વર્ગ આ મીશન અપનાવે. મુસલમાનોમાં જો આવું મીશન અપનાવનાર કોઇ જમાઅત નહીં હોય તો સૌ ગુનેહગાર થશે. અલ્લાહ તઆલા ફરમાવે છે,

---

[1] હઝરત અબૂઝર (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, 'તમારા પર શરીરના દરેક સાંધા બદલ એક સદકો વાજિબ છે. તમે સુબ્હાનલ્લાહ કહો, સદકાનો અજર પામશો. અલ્હમ્દુલિલ્લાહ કહો, સદકાનો અજર પામશો. લા ઇલાહ ઇલ્લલ્લાહ કે અલ્લાહુ અકબર કહો—દરેક વાર સદકાનો સવાબ મળશે. વળી સારી વાતો તરફ લોકોને વાળવા એ પણ સદકો છે ને બુરી વાતોથી તેમને રોકવા એ પણ સદકો છે અને આ બધાના બદલે ચાશ્તની બે રકાતો ય પૂરતી થઇ પડે.' (જૂઓ, સહીહ મુસ્લિમ.)

'તમારામાં એવી એક જમાઅત હોવી આવશ્યક છે જે ભલાઈ કે કલ્યાણ માટે નિમંત્રણ દેતી રહે, ને નેક કામો કરવા કહે, તથા બુરાં કે ભૂંડાં કામોથી રોકે. આ લોકો સંપૂર્ણ એવી સફળતા પામશે.' (૩:૧૦૪)

હઝરત અબૂ હુરયરહ (રદિ.) હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે; 'તમે અલ્લાહપાકની ઈબાદત કરો, તેની સાથે કોઇને ય ભાગીદાર ન બનાવો. નમાઝ પઢતા રહો, ઝકાત આપો, રમઝાન શરીફના રોઝા રાખો અને અલ્લાહના ઘરની હજ કરો તથા સારી વાતો ફેલાવો ને બુરી વાતોથી લોકોને રોકો. તેમ તમારાં ઘર-વાળાંઓને સલામ કરો–આ ઈસ્લામ છે. જેણે આમાંથી કોઈ એકાદ વાતને ય ભૂલાવી કે છોડી દીધી તેણે યાદ રાખવું રહ્યું કે જે વાત એણે છોડી છે તે ઈસ્લામનો જ એક ભાગ હતી ને જે કોઈ આ સઘળી વાતોને કોરાણે મૂકે–છોડી દે તો તેણે ઈસ્લામથી મોં ફેરવી લીધું.'

તો સારી વાતોનો હુકમ કરવો ને બુરી વાતોથી લોકોને રોકવા એ ઈસ્લામનો એક અગત્યનો અંશ અને તેના આવશ્યક વિભાગો પૈકીનો એક વિભાગ છે. જે કોઈ એને છોડી દે તેણે જાણે ઈસ્લામને છોડી દીધો, આ એવો અગત્યનો વિભાગ છે કે સ્વયં અલ્લાહપાકે એને પોતાના મુઅમિન–મુજાહિદ બંદાઓના સુંદર ગુણોમાંનો એક ગુણ અને પ્રશંસાપાત્ર વાતોમાં ગણાવેલ છે. જૂઓ, ઈરશાદ છે;

'તે (મુજાહિદો) તો તવબા કરનારા, બંદગી કરનારા,

અલ્લાહની તારીફ કરનારા, રોઝા રાખનારા, રુકૂઅ કરનારા, સિજદા કરનારા, નેક કામનો હુકમ કરનારા, બુરી વાતોથી રોકનારા અને અલ્લાહે નક્કી કરેલ હદ-મર્યાદાને સાચવનારા છે. તો (હે નબી !) એવા ઈમાનવાળાઓને (જન્નતની) ખુશખબરી સંભળાવો !' (૧૧ : ૧૧૨)

અલ્લાહપાકે આવી ફરજ બની ઇસ્રાઈલ ઉપર પણ મૂકેલી, પરંતુ એમાં તેમણે આળસ કર્યું ને એ ફરજથી ચલિત થઈ ગયા તો અલ્લાહપાકે તેમના રસૂલોને મોઢે તેમના પર લઅનત કે ફિટકાર વરસાવ્યો. જેમકે અલ્લાહપાક ફરમાવે છે;

'બની ઈસ્રાઈલમાંથી જે લોકોએ કુફ્ર કર્યું, તેમના પર દાવૂદ તેમ મરયમના પુત્ર ઈસાની જીભે લઅનત–ફિટકાર વરસાવાયો. આ ફિટકાર એટલા માટે હતો કે તેઓ નાફરમાન હતા ને હદથી વધી જતા.' (૫ : ૭૮)

સમાજમાં જો કશી બુરાઈ ફેલાય ને આ બુરાઈ કે અનિષ્ટને રોકનાર તથા એનાથી સમાજને થનાર નુકસાન બતાવનાર કોઈ ન હોય તો એ સમાજમાં ઘણી બધી ખરાબીઓ આવી જશે. એ સમાજના લોકો કુમાર્ગે ને કુછંદે ચડી જશે, પરિણામે તે અલ્લાહના ક્રોધકોપ તથા અઝાબને પાત્ર બનશે.

હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે જે લોકો કોઈ ભૂંડું કામ થતું જૂએ ને તેને રોકે નહીં, એ ભૂંડો ચીલો છોડાવે નહીં તો અલ્લાહપાક તેમના પર બહુ જલ્દી પોતાનો અઝાબ ઉતારશે. (સુનને ઈબ્ને માજહ)

તેમના પ્રત્યે અલ્લાહપાકની એક નારાઝગીની નિશાનીઓ પૈકી એક નિશાની એ છે કે તેમની દુઆઓ યાચના અલ્લાહપાક કબૂલ કરશે નહીં. હઝરત હુઝયફહ બિન યમાન (રદિ.) હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી રિવાયત કરે છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે,

'કસમ છે તે પાકઝાતની જેના કબજામાં મારા પ્રાણ છે, તમે સારી વાતોનો આદેશ આપતા રહો, ને બુરી વાતોથી લોકોને રોકતા રહો, નહિતર અલ્લાહપાક તમારા પર પોતાનો અઝાબ ઉતારશે. ફરી તમે અલ્લાહપાકની બારગાહમાં દુઆ માંગશો તો ય તમારી દુઆ કબૂલ થશે નહીં.'

(તિરમિઝી શરીફ)

જે માણસ સમાજના લોકોને સારીભલી અને નેક વાતો ભણી દોરે, ને ભૂંડી વાતોથી રોકવાની કોશિશ કરે તેણે પોતાનો સ્વભાવ વિનમ્ર રાખવો પડશે. વળી તેની વાણી પણ મીઠી અને લોકોને અકારી ન લાગે તેવી હોવી જોઈશે. રિવાયતમાં છે કે જ્યારે તમારામાંનો કોઈ માણસ સારી વાતનો આદેશ–ઉપદેશ આપે તો ઉમદા તરીકાથી આપે. એની વાત અસરકારક ને મકબૂલ હોય.

## ★ નવમી સુટેવ ★

### જરૂરતમંદ કે સીધાસાદા માણસની મદદ કરવી.

કોઈ માણસ ઓછી અક્કલઆવડતને કારણે પોતાનાં કામો સારી રીતે બજાવી શકતો ન હોય તો એવા માણસની

અનેક રીતે મદદ કરી શકાય. દાખલા તરીકે તે કશી વસ્તુ ખરીદી રહ્યો હોય તો તેને માટે સારી ચીજવસ્તુ વણીને ખરીદી આપવી. તે કશો બોજો કે વજનદાર વસ્તુ ઉંચકવા ઈચ્છતો હોય, પણ ઉંચકી શકતો ન હોય તો આ કામમાં તેની મદદ કરવી. એ રીતે તેને કશા કામની સૂઝ કે આવડત ન હોય તો તેને સહાય કરવી, સૂઝસમજ આપવી. આ વિવરણ બયહકીની રિવાયતમાં સ્વયં અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કથન મુબારક અનુસાર છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા; 'કહો, જો તે શખ્સ પોતે એ કામ ઉચિત તરીકાથી કરી શકતો ન હોય તો...'

આવા સંજોગોમાં તમે એને કામ કરવાની સારી અને ઉચિત રીત બતાવી શકો. તેને એ અંગેની સમજ આપો. કામ કરવાની રીતભાત બતાવો-માર્ગદર્શન આપો. ભૂલક્ષતિથી બચાવીને તેને કામ કરવાના સાચા રસ્તે લઈ જાવ.

ઓ મારા ભાઈઓ ! તમે આવા અમલ દ્વારા કે આવી સુટેવ દ્વારા પોતાને માટે જન્નત પામવાનો મારગ સરળ કરી શકશો. તમે તો આ સમાજના એક સક્રિય સભ્ય છો, પોતાના માટે ભલાઈ અને કલ્યાણની વાત પસંદ કરો છો તેમ પોતાના ભાઈબહેનો માટે ય પસંદ કરો છો. હદીસ શરીફમાં છે કે તમારામાંનો કોઈ માણસ ત્યાં સુધી ઈમાન-વાળો હોય શકતો નથી, જ્યાં સુધી ક તે, પોતાને માટે જે વસ્તુ પસંદ કરે તે પોતાનાં મુસલમાન ભાઇભાડું માટે ય પસંદ ન કરે. તો આપ આવાં કામો–અમલો બજાવીને મુઅમિનનાં સુંદર ગુણોથી આભૂષિત બની રહેશો. ને મુઅમિનની જઝા કે બદલો જન્નત જ છે.

હઝરત અબૂ મૂસા (રદિ.) કહે છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, એક ઈમાનવાળો બીજા ઈમાનવાળા માટે ઈમારતની ઈંટો સમાન છે કે પરસ્પરની-તેમની એકતા—સંકલનથી ઈમારતને મજબૂતી મળે છે. (સહીહ મુસ્લિમ) તો આ ઈમારતની એક ઈંટ, બીજી ઈંટ સાથે સંકળાયેલી, જોડાયેલી હશે ત્યાં સુધી તે ખરવાની કે પડવાની નથી. એથી કમઝોર કે અશક્ત મુસલમાન, કમઝોર ગણાશે નહીં. કારણ તે પોતાના મુસલમાન ભાઈઓને કારણે શક્તિવાન છે. તેને પોતાના સમાજમાં હર વખતે પોતાના મદદગાર એવા વિનમ્ર ઇમાનીઓ મળી આવશે.

હઝરત અબૂઝર (રદિ.) કહે છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મેં એકવાર અરજ કરી કે 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કયો અમલ ઉત્તમ છે ?' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો, 'અલ્લાહ પર ઇમાન લાવવું, તેના રસ્તામાં જિહાદ કરવી.' મેં અરજ કરી, 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કયો ગુલામ આઝાદ કરવાનું ઉત્તમ લેખાય ?' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જવાબ દીધો, 'જે ગુલામ વધુ મોંઘો ને પોતાના માલિકને ત્યાં વધુ મૂલ્યવાન કે ઉત્કૃષ્ટ હોય.'

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારાથી આ કામો ન બજાવી શકાય તો !'

'તો તમે કોઇ અશક્તને તેના કામમાં મદદ કરતા રહો. તેનું કામ કરી આપો !'

'ઓ અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારાથી એ ય ન થાય તો ?'

'ઓ અબૂઝર ! તો તમે કોઇની સાથે બુરાઇ ન કરતા, ખરાબ વર્તન ન કરતા. એ પણ સદકો છે ને એ રીતે ય તમે સદકો કરી શકો.' (લૂઅ્લૂઉ વલ મરજાન, પેજ : ૧૬)

## ☆ દસમી સુટેવ ☆

### મઝલૂમની મદદ કરવી.

મઝ્લૂમ એટલે કે જેના પર જુલમ કરવામાં આવ્યો હોય, ત્રાસ ગુજારવામાં આવ્યો હોય. એવા લોકોની મદદ કરવા વિશે બુખારી (રહ.) એક હદીસ વર્ણવે છે. મઝ્લૂમને જોરજુલમ કે ત્રાસથી મુક્ત કરાવવો એ તેની સાચી મદદ છે.

હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઇરશાદ ફરમાવે છે, 'દરેક મુસલમાન પર સદકો વાજિબ છે.'

કોઇએ પૂછ્યું; 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કોઇ માણસ સદકો ન કરી શકે તો ?'

'તો પોતાના હાથપગથી કમાઇને પોતાની જાતને લાભ પહોંચાડે ને સદકો કરે.' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉત્તર દીધો.

એક સહાબીએ અરજ કરી, 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કોઇ માણસ એ ય ન કરી શકે તો ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઇરશાદ ફરમાવ્યો, 'તો પછી કોઇ મુસીબતના માર્યા કે જુલમમાં ફસેલા હાજતમંદની મદદ કરે.'

'યા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કોઈથી એટલું ય ન થાય તો ?'

'તો ભલાઈનું કોઇ સારું કામ કરે.'

'ને એ ય ન થાય તો ?'

'તો પોતે કશી બુરાઇ કે ગુનાહનું કામ ન કરે. એવા કામમાં જો પોતે ફસેલો હોય તો તેનો ત્યાગ કરે. એ બદલ પણ સદકાનો અજર અને સવાબ મળશે.' અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જવાબ દીધો.[1]

## ☆ અગિયારમી સુટેવ ☆

### કોઇને કશી તકલીફ-ઇજા ન દેવી.

મુસલમાનની એક સુટેવ કે એક સદ્‌ગુણ એ છે કે તે પોતાની જીભ કે હાથ વડે—કથન કે વર્તનથી, કોઈને કશું દુઃખ દેતો નથી કે ઇજા કરતો નથી. તે તો સૌનો આદર

[1] સહીહ મુસ્લિમ. આ હદીસ હઝરત સઈદ બિન અબી બુરદહ (રહ.) પોતાના પિતાજીથી, ને તેઓ પોતાના દાદાજીથી રિવાયત કરે છે. એ રીતે હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.)થી ય સુનને દારમી (૨ : ૩૯)માં એ રિવાયત થયેલ છે.

કરે છે, ને માનપ્રતિષ્ઠા સાચવે છે. સામાવાળાને ય પોતાના જેવો એક માનવી ગણી તેની આમન્યા રાખે છે. જેમ પોતાને કોઈ ઈજા કે તકલીફ દે એ તેને નથી ગમતું તેમ એ પોતે ય કોઈને ઈજા–તકલીફ દેવાને પસંદ કરતો નથી. એની આવી સુટેવને લઈને લોકો એનાથી કશો ભય કે ખતરો સેવતા નથી. તેઓ એનાથી નિર્ભિક કે ભયમુક્ત રહે છે અને સાચો મુસલમાન તે જ લેખાય છે જેની જીભ ને જેના હાથથી અન્ય લોકો સુરક્ષિત રહે. તે લોકોની બાબતમાં કશો અત્યાચાર કે કશી ભૂલક્ષતિ નથી કરતો, તેમ લોકો ય તેના પ્રત્યે કશું અતિક્રમણ કે ભૂલક્ષતિ નથી કરતા; તેની મર્યાદા જાળવે છે. માણસ આવા સુંદર વિચારવર્તનથી પોતાને, અન્યોના અતિક્રમણથી બચાવી શકે. કારણ જે કોઈ લોકોનાં માનમર્યાદા સાચવે, તેમનું એહતિરામ કરે, લોકો ય તેની માનમર્યાદા સાચવતા હોય છે. જે શખ્સ પોતાની જીભ કે હાથથી બીજાને કશી ઇજા–તકલીફ ન થાય એની સંભાળ રાખે છે, બીજા પણ એને તકલીફ ન થાય એની સંભાળ રાખતા હોય છે. ભલાઈનાં બીજ વાવો, ભલાઈ પામશો. અનિષ્ટ અને બુરાઇની ખેતી વાવશો તો કાંટા પામશો– બુરાઈ કે તકલીફ મળશે.

જે કોઈ પોતાના ભાઈ માટે કૂવો ખોદે છે તે પોતે જ એમાં ગબડી પડતો હોય છે. તો ઓ મુસલમાન ભાઈ! તું બીજાઓ માટે કલ્યાણ અને ભલાઈના સીમાચિહ્નરૂપ બની રહેજે! લોકો માટે વબાલ અને આફતરૂપ ન બનતો! નહિતર લોકો કોઈ રીતે ય તારાથી છૂટકારો મળે એવું ઈચ્છશે. તમે તમારાં વિચાર, વર્તન અને કર્મથી લોકોને ખાત્રી કરાવી આપજો કે તમે એમને ચાહો છો. તમે એમનું

કલ્યાણ અને એમની ભલાઈ ઈચ્છો છો; જેથી તેમના દિલોમાં તમારા માટે ય આવી ભાવના જાગે. તેમના દિલોમાં તમારી ભલાઈ અને તમારા હિત માટેની ઉદાત્ત ભાવના કદાચ પેદા ન થાય તો ય ઓછામાં ઓછું, તેઓ તમારા પ્રત્યે કશું ભૂંડું વર્તન કરતાં તો અચકાશે.

અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક વાર ફરમાવ્યું, 'અલ્લાહના સમ ! તે માણસ ઇમાનવાળો નથી.'

અસ્હાબે કિરામ રદિયલ્લાહુ અન્હૂમે અરજ કરી; 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કેવો શખ્સ મુઅમિન નથી ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો; 'જે માણસના પડોશીઓને એનાથી કશો ભય કે ખતરો હોય તે.'

સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, 'જે પોતાના પડોશીને પીડા આપતો હોય–જેનો પડોશી એનાથી નિર્ભય ન રહે એવો માણસ જન્નતમાં જશે નહીં. (સહીહ મુસ્લિમ) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે, 'જે માણસે પાક–હલાલ માલ ખાધો, સુન્નત તરીકા મુજબ અમલ કર્યો ને લોકો માટે લગીરે ય ઈજા કે ત્રાસરૂપ ન બન્યો એવો માણસ જન્નતમાં જશે.' એક જણે અરજ કરી, 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આજે તો એવા માણસો ઘણા છે.' અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે

ફરમાવ્યું; 'મારી પછી આવનારી સદીઓમાં ય હશે.'

(જામિઅ તિરમિઝી)

હઝરત અનસ રઝિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો, 'મુઅમિન તે છે જેની જીભ અને હાથથી લોકો સુરક્ષિત હોય, ને મુહાજિર તે છે જે બુરાઈઓ છોડી દે. કસમ છે તે પાકઝાતની કે જેના કબજામાં મારા પ્રાણ છે, કોઈપણ માણસ ત્યાં સુધી જન્નતમાં નહીં જાય જ્યાં સુધી કે એનો પડોશી એની બુરાઇ કે એના ફુત્ર્તનથી મહફૂઝ ન હોય.[1]

અહીં એક હદીસ શરીફ આપવામાં આવી છે જે છ થી લઇને અગિયાર સુધીની સુટેવોને આવરી લે છે.

અબૂ કસીર સહીમી (રહ.) પોતાના પિતાજીથી રિવાયત કરે છે. તેઓ કહેતા, એક વાર મેં હઝરત અબૂઝર (રદિ.)ને અરજ કરી કે આપ મને કોઈ એવું કામ બતાવો, જે બજાવી લાવીને હું જન્નતમાં જાઉં !

હઝરત અબૂઝર (રદિ.)એ જવાબ દીધો, 'આ વિશે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મેં અરજ કરેલી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો;

---

[1] કશ્ફુલ અસ્તાર. હયસમી કહે છે કે આ હદીસને અહમદ, અબૂ યઅલા અને બઝ્ઝારે રિવાયત કરી છે ને નોંધ્યું છે કે એને રિવાયત કરનારા વિશ્વાસપાત્ર છે. જૂઓ, મજમઉઝ ઝવાઈદ, ૧ : ૫૪.

તમે અલ્લાહ અને કયામતના દિવસ પર ઈમાન લાવો.'[1]

મેં અરજ કરી; 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ સાથે અન્ય કોઈ અમલ પણ ખરો ?' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું; 'અલ્લાહ તઆલાએ તમને જે કાંઈ આપ્યું છે એમાંથી થોડુંઘણું ય (ગરીબો-મોહતાજોને) આપતા રહો.[2]

મેં અરજ કરી, 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કોઈ માણસ ગરીબ હોય, કાંઈ આપી શકે એમ ન હોય તો શું કરવું ?' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉત્તર દીધો, 'એવો માણસ, લોકોને સારી વાતોનો હુકમ આપે અને તેમને બુરી વાતોથી રોકે.'[3]

---

[1] અહીં ઈઝ્ઝતવંત રસૂલો અને કિતાબો પર ઈમાન લાવવાનો જો કે ઉલ્લેખ નથી, પણ એ વિના ઈમાન સહીહ નથી હોઈ શકતું. કારણ અંબિયાએ કિરામ અલયહિમુસ્સલામના બયાનને—જે એ માનવંતોની કિતાબોમાં વર્ણવાયેલ છે—સામે રાખ્યા વિના આખિરત પર ઈમાન કામિલ કે પરિપૂર્ણ નથી થઈ શકતું. કયામત અને ત્યાં જે નેઅમતો તેમ અઝાબ—સઝા છે તેની અનૂભુતિ અક્કલમાત્રથી થઈ શકતી નથી. આ સઘળી વાતોની જાણ માનવંત રસૂલો દ્વારા જ તો આપણને થઈ છે.

[2] અહીં એ પ્રતિ નિર્દેશ છે કે જ્યારે ય કાંઈ મળે એમાંથી ઓછુંવત્તું જરૂર આપતા રહો.

[3] આ સાતમી અને આઠમી સુટેવ છે. આ અગાઉ આવી ગયેલી સુટેવો કે ખસ્લતો કરતાં કદાચ એ વધુ સરળ છે. કારણ એમાં માલદોલત ખરચવાં પડતાં નથી, કે કાંઈ ખવડાવવું—પીવડાવવું પડતું નથી, બલ્કે એમાં તો માત્ર નસીહત અને ખેરખ્વાહી કરવામાં આવે છે. ગરીબ—મોહતાજ માણસ પણ પોતાના સાથીઓ કે સમકક્ષ લોકોને, જો તેઓ ભલાઈ બાબતમાં આળસ કે કોતાહી રાખતા હોય તો ઠપકો આપી શકે યા કશા બુરા કામમાં ફસેલો હોય તો તેમને રોકી શકે.

મેં અરજ કરી, 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કોઇ માણુસ પોતાના દિલની વાત પણ જાહેર કરી શકે એમ ન હોય–તે ન તો સારા કામ માટે કોઇને કહી શકે એમ હોય કે ન તો કોઇને બુરા કર્મથી રોકી શકતો હોય–આવો માણુસ શું કરે? આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું; 'તે કોઈ સીધાસીદા કે ભોળાભાળા માણુસને મદદ કરે.'[1]

મેં વિનમ્રતાથી અરજ કરી, 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તે પોતે જ એવો હોય-સીધોસાદો ને ભોળો.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉત્તર દીધો; તેણે મઝલૂમ કે અશક્ત લોકોને સહાય કરવી રહી.[2]

મેં અરજ કરી; 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કોઈનાથી અશક્ત કે મઝલૂમ–પીડિતની મદદ પણ ન થઈ શકે તો?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવવાલાગ્યા; 'તમે તમારા ભાઈમાં કશી ખૂબી કે ભલાઈની વાત નથી જોવા ઇચ્છતા કે? આવું હોય તો તેણે કોઇને કશી ઈજા

---

[1] આ નવમી ખસ્લત કે ટેવગુણ છે. બયહકીની રિવાયત અનુસાર આવા માણસે સીધાસાદા કે ભોળાભાળા લોકોને તેમના કામોમાં સહાય કરવી.

[2] મઝલૂમ કે દબાયેલા–કચડાયેલાની વહારે ધાવું, તેની મદદ કરવી એ દસમી સુટેવ કે આદત છે.

કે તકલીફ ન દેવી. એ પણ ઉત્તમ કર્મ છે.[1]

મેં અરજ કરી, 'એ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તે જો એટલું કરી લે તો તેને જન્નત મળે કે ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું; 'કોઈ મુસલમાન આ સુટેવોમાંની કોઈ સુટેવ કે ખસ્લત અપનાવે તો એ તેનો હાથ પકડીને જન્નતમાં લઈ જશે.'[2]

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે; હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઇરશાદ છે, 'માણસના નાનામોટા દરેક સાંધા બદલ રોજ એક સદકો દેવાનું વાજિબ થતું હોય છે'

હાજરજનોમાંથી કોઈએ અરજ કરી, 'યા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ તો બહુ મુશ્કેલ છે. આટલો બધો સદકો રોજ કોણ આપી શકે ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉત્તર દીધો, 'સારી વાતનો હુકમ કરવો ને બુરી વાતોથી લોકોને રોકવા એ સદકો છે.' યા એમ ફરમાવ્યું, 'એ નમાઝ

---

[1] આ અગિયારમી સુટેવ છે.

[2] આ હદીસને તબરાની તથા ઈબ્ને હિબ્બાને રિવાયત કરી છે. વળી હાકિમે પોતાની સહીહમાં મુસ્લિમની શરત સાથે નોંધીને એ સહીહ હોવાનું જણાવ્યું છે.

જેવું કામ છે.' પછી ઈરશાદ ફરમાવ્યો, 'કોઈ અશક્તને તમે કશા પશુ (કે વાહન) પર બેસાડી લો તો એ ય સદકો છે.[1] ને તમારામાંથી કોઈ માણસ નમાઝ માટે ડગ ઉપાડે એ બદલ પણ તે સદકાનો સવાબ પામે છે.'

હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ અન્હૂ કહે છે કે હુઝૂર રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે, 'દરેક મુસલમાન પર રોજેરોજ સદકો આપવાનું વાજિબ છે.' એક ભાઈએ અરજ કરી, 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રોજ સદકો આપવાનું ગજું કોનું હોય ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો, 'રસ્તામાંથી તકલીફ આપે એવી વસ્તુ તમે હઠાવી દો એ સદકો છે, કોઈને રસ્તો બતાવો એ સદકો છે, બીમારની ખબર પૂછો તો એ સદકો છે, જનાઝાની સાથે જાવ એ ય સદકો છે, કોઈને બુરી વાતથી રોકો એ સદકો છે. વળી મુસલમાનને સલામનો જવાબ દેવા બદલ પણ સદકાનો સવાબ મળે છે.[2]

હઝરત અબૂઝર (રદિ.) વર્ણવે છે કે એકવાર મેં અરજ કરી; 'ઓ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નમાઝ વિષે આપનું શું ફરમાન છે ?' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જવાબ દીધો, 'એ તો સંપૂર્ણપણે સુંદર એવો અમલ છે.'

---

[1] આજની પરિભાષામાં : 'લિફટ આપવી.'

[2] બઝાર કહે છે કે સહીહની કિતાબોમાં આ હદીસનો કેટલોક ભાગ નોંધાયેલ છે.

મેં અરજ કરી, 'એ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હું સદકા વિશે જાણવા ઇચ્છું છું.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો, 'સદકો બહુ અજબ વસ્તુ છે !'

મેં અરજ કરી, 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારા દિલમાં જે સૌથી ઉત્તમ ને આકર્ષક અમલ છે એ વિષે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કંઈક ફરમાવો.'

અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પૂછવા લાગ્યા, 'એ કયો અમલ છે ?' મેં અરજ કરી, 'રોઝહ.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો, 'એ તો બહુ ઉમદા કર્મ છે. એથી વિશેષ બીજું કંઇ નથી.'

મેં અરજ કરી, 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અન્ય કયું કામ સદકહ સમાન હશે ?' જવાબમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક વાત ઈરશાદ ફરમાવી.

'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારાથી એ ન બની શકે તો ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવવા લાગ્યા, 'તમે વધેલું કે વધારાનું ખાવાનું સદકારૂપે આપતા રહો.'

'મારાથી એ ય ન બની શકે તો ?'

'ભલે ખજૂરની એક કટકી આપતા રહો.'

'એ ય શકય ન હોય તો ?' મેં વિનવ્યું.

'તો સારીભલી વાત કહેતા રહો.'

'એ ય ન બને તો ?'

'લોકો સાથે બુરાઈ ન કરતા, કુવર્તનથી અળગા રહેજો. એ બદલ પણ તમને સદકો કર્યાનો અજર મળશે.'

'ને યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારાથી એટલું ય ન થાય તો ?'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉત્તર દીધો, 'તો પછી તમારામાં સારાપણાનો કયો ગુણ બાકી રહ્યો !'[1]

## ★ બારમી સુટેવ ★

### સલામનો જવાબ વાળવો.

આપણને કોઈ સલામ કરે તો તેનો જવાબ વાળવો વાજિબ અલલ કિફાયહ છે. એ અર્થમાં કે સલામ કરનારે બે યા એથી વધુ માણસોને સલામ કરીને તેઓમાંથી કોઈ એકે સલામનો જવાબ આપ્યો તો બાકીના પરથી જવાબ દેવાની જવાબદારી ઉતરી જશે. જો કોઇએ ય સલામનો ઉત્તર ન વાળ્યો તો એ બધા ગુનેહગાર થશે. જેણે સલામ કરી તે સાંભળી શકે એટલા ઊંચા અવાજે જવાબ દેવો જોઇએ. કાગળમાં સલામ લખાઈને આવે તેનો જવાબ દેવો ય

[1] કશ્ફુલ અસ્તાર, ૧ : ૪૪૬ હયસમી કહે છે કે આ હદીસ શરીફનો એક ભાગ બઝ્ઝારે પણ રિવાયત કર્યો છે. જૂઓ, મજમઉઝ ઝવાઇદ, ૩ : ૧૦૯

આ રીતે વાજિબ છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમા ફરમાવે છે, ‘જો તમારી પાસે તમારા મુસલમાન ભાઈનો કાગળ આવે ને તમે એનો જવાબ ન આપો તો તમે ગુનેહગાર થશો.’ અલ્લાહપાક ફરમાવે છે,

‘અને જ્યારે તમને કોઈ સલામ કરે તો તમે પણ એનાથી બેહતર એવો સલામનો જવાબ દો યા તો એવો જ ઉત્તર વાળો.’ (નિસાઅ્ : ૮૬)

સાર એ કે જ્યારે કોઈ માણસ તમોને સલામ કરે તો તમારા પર વાજિબ છે કે તમે એની સલામનો કાં તો એવો જ જવાબ દો, કાં તો એથી ઉત્તમ એવા શબ્દોમાં જવાબ વાળો. ઉચિત એ છે કે ઉત્તમ અને ઉચ્ચ સલામ આલિમો—ફાઝિલો કે બુઝુર્ગોને કરવી. જ્યારે સામાન્ય લોકો જેવી સલામ કરે એવો તેમને ઉત્તર આપવો. બધા વતી એક માણસ સલામનો જવાબ વાળે તો એ પૂરતું લેખાશે; કારણ કે મુસલમાનોની આખી જમાઅત એકતા અને સંપની સાંકળમાં સંકળાયેલી—પરોવાયેલી છે.

અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કોઈ સલામ કરતું તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વિના વિલંબે એ સલામનો એવો જ યા તો એથી ઉત્તમ જવાબ દેતા. અલબત્ત કાંઈ ઉઝર કે અવરોધ હોય તો વાત અલગ છે. દાખલા તરીકે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નમાઝમાં હોય યા હાજતે બેઠા હોય તો એ વેળા સલામનો જવાબ ન વાળતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સલામ કરનારને સલામનો જવાબ તે સાંભળી શકે એ રીતે આપતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હાથ કે માથાથી યા આંગળીના ઈશારાથી જવાબ ન દેતા.

મુસાફહ કરવાથી એટલે કે હાથ મેળવવાથી સલામની પ્રક્રિયા સંપૂર્ણ બનતી હોય છે. ઈમામ તિરમિઝી (રહ.) હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત કરે છે : જ્યારે કોઇ માણસ હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે આવતો અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે મુસાફહ કરતો તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાનો હાથ મુબારક પાછો ખેંચવામાં પહેલ ન કરતા. તે માણસ પોતાનો હાથ પાછો ખેંચે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાનો હાથ મુબારક પાછો ખેંચતા. વળી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેના તરફ પૂરતું લક્ષ આપતા. તે ચહેરો ન ફેરવે ત્યાં સુધી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાનો ચહેરો મુબારક કે પોતાનું લક્ષ તેનાથી હટાવતા નહીં. વળી, અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના સાથીઓ કે પાસે બેઠેલાઓ સામે પોતાના પગ મુબારક લાંબા કરીને ન બેસતા. (જામિઅ તિરમિઝી)

હઝરત અનસ (રદિ.)થી રિવાયત થયેલ એક હદીસ શરીફમાં છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, 'બે મુસલમાનો પરસ્પર મળે છે ને એકબીજાનો હાથ થામી લઇ મુસાફહ કરે છે તો એમના હાથ છૂટા પડે એ પહેલાં અલ્લાહપાક જરૂર એમની મગફિરત ફરમાવે છે.[1]

[1] કશ્ફુલ અસ્તાર, ૨ : ૪૨૦ હયસમી કહે છે કે આ હદીસ, ઈમામ અહમદ, બઝાર અને અબૂ યઅલાએ રિવાયત કરી છે. તેમણે હદીસ શરીફના આ શબ્દો ય ટાંકયા છે કે અલ્લાહપાકે મુસાફહ કરનારાઓની દુઆ કબૂલ કરવાનું પોતાને માટે આવશ્યક ઠરાવ્યું છે. તેઓ મુસાફહથી પોતાના હાથ પાછા ખેંચે એ પહેલાં જ તેમની મગફિરત ફરમાવી દે છે. મુસ્નદે અહમદના રિજાલ સહીહ પૈકીના છે. (મજમઉઝ ઝવાઈદ.)

# ★ તેરમી સુટેવ ★

## જનાઝા પાછળ જવું.

આનો ભાવાર્થ એ છે કે જનાઝા સાથે કબર સુધી જવું. આ બદલ જન્નતમાં પ્રવેશ અને બે કીરાત સવાબ મળે છે. હઝરત આમિર બિન સઅદ બિન અબી વક્કાસ (રદિ.)થી રિવાયત છે કે એકવાર તેઓ હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિયલ્લાહુ અન્હુમા પાસે બેઠા હતા, એવામાં હઝરત ખબ્બાબ (રદિ.) આવ્યા. તેઓ કહેવા લાગ્યા કે ઓ અબ્દુલ્લાહ! તમે અબૂ હુરયરહની વાત સાંભળી કે ? એ માનવંત કહે છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મેં એમ ફરમાવતાં સાંભળેલા; 'જે શખ્સ ઘરેથી જનાઝા સાથે જાય ને જનાઝાની નમાઝ પઢે, વળી દફન કરતાં સુધી તેની સાથે રહે તો તે બે કીરાત જેટલો સવાબ પામીને પાછો ફરે છે. દરેક કીરાત ઉહદ પહાડ જેવડો હોય છે અને જે માણસ માત્ર જનાઝાની નમાઝ પઢીને પાછો ફરી જાય તે એક કીરાત (એક ઉહદ પહાડ) જેવડો સવાબ પામે છે.'

આ સાંભળીને હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)એ હઝરત ખબ્બાબ (રદિ.)ને કહ્યું; 'તમે ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)ની સેવામાં જાવ ને આ વિષે પૂછપરછ કરી આવો.' હઝરત ખબ્બાબ (રદિ.) ગયા. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) તેમની રાહ જોતા હાથ વડે મસ્જિદની કાંકરીઓ આમતેમ કરતા રહ્યા. જયારે તેઓ પાછા ફર્યા ને અરજ કરી, 'ઓ અબ્દુલ્લાહ ! ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ કહેલ વાત સાચી છે.'

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમરે (રદિ.) પોતાના હાથમાંની કાંકરીઓ જમીન પર ફેંકતાં બોલી ઊઠ્યા, 'તો તો અમે ઘણા બધા કીરાત (નો સવાબ) ગુમાવી દીધો!'[1]

હઝરત સવબાન (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈરશાદ ફરમાવે છે, 'જેણે કોઇના જનાઝાની નમાઝ પઢી તેને એક કીરાત સવાબ મળે છે ને તે દફનક્રિયામાં ય શામેલ રહ્યો તો તેને બે કીરાત જેટલો સવાબ મળે છે. દરેક કીરાત ઉહદ પહાડ જેવડો છે.' (સહીહ મુસ્લિમ, ૨ : ૬૫૪)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, 'જેણે કોઇના જનાઝાની નમાઝ પઢી એને એક કીરાત જેટલો સવાબ મળે છે અને જે કોઈ દફનક્રિયા સુધી રોકાય તેને બે કીરાત જેટલો સવાબ મળે છે. માનવંત અસ્હાબે અરજ કરી, 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બે કીરાત શું હશે?' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉત્તર દીધો; 'બે પહાડો જેવડો સવાબ.'[2]

---

[1] આ હદીસ શરીફને ઈમામ મુસ્લિમે રિવાયત કરી છે. જૂઓ, માનવંત અસ્હાબે કિરામ (રદિ.) હદીસોની રિવાયતમાં કેવી જાંચ ને સંભાળ રાખતા હતા. ને સારી વાત તથા ભલાઇ પ્રાપ્ત કરવા માટે કેટલા ઉત્સુક હતા! વળી આ હદીસ શરીફ હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની અદ્દભુત યાદશકિત માટે ય દલીલરૂપ છે.

[2] સુનને ઇબ્ને માજહ, ૧ : ૪૯૧ એ રીતે અબૂ દાવૂદે પણ પોતાની સુનનમાં આ રિવાયત કરી છે. (૧ : ૧૮૦)

# ★ ચઉદમી સુટેવ ★

## દા'વત કબૂલ કરવી.

હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર રદિયલ્લાહુ અન્હૂ કહે છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે, 'જ્યારે તમોને તમારો કોઇ ભાઇ દા'વત આપે તો તે કબૂલ કરો. એ દા'વત કે નોતરુંનિમંત્રણ શાદી પ્રસંગે હોય કે અન્ય કોઈ મોકે. (સહીહ મુસ્લિમ, ૨:૧૦૫૩) અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, તમારામાંથી કોઇને વલીમાની દા'વત આપવામાં આવે તો તેણે જમવા જવું જોઇએ. (સહીહ મુસ્લિમ, ૨:૧૦૫૨) ઇબ્ને ફારિસ કહે છે કે શાદી પછી જમાઅત કે સમાજના લોકોને અપાતી દા'વતને વલીમો કહે છે.

હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હૂ અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું આ કથન મુબારક પેશ કરે છે કે જ્યારે તમારામાંથી કોઇને કશે જમવાનું નોતરું આપવામાં આવે તો તેણે જવું જોઈએ. હિલ ચાહે તો જમે, ચાહે ન જમે. (સહીહ મુસ્લિમ, ૨:૧૦૫૪) વળી હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ અન્હૂ ફરમાવે છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઇરશાદ છે, 'તમારામાંથી જેને ય જમવાની દા'વત મળે, તેણે એ દા'વત કબૂલ કરવી રહી. જો પોતે રોઝહદાર હોય તો (દા'વત આપનાર માટે ખેરબરકત વગેરેની) દુઆ કરે. (કેટલાક વિદ્વાનો કહે છે કે નમાઝ પઢે.) અને રોઝહ ન હોય તો ખાણું ખાઈ લે. (સહીહ મુસ્લિમ, ૨:૧૦૫૪)

તો દા'વત ન સ્વીકારવા માટે કોઈ બહાનું માન્ય નથી. હા, દા'વતમાં જો શરાબ કે નશાકારક ચીજો પીરસાઈ રહી હોય કે સોનાચાંદીનાં વાસણોમાં ખાણું અપાય રહ્યુ હોય યા તો આવું કોઇ હરામ કે નાજાયઝ કામ થઈ રહ્યું હોય તો દા'વતનો સ્વીકાર ન કરે.

કોઇને ખાવાની દા'વત આપવામાં આવે ને એની સાથે કોઈ એવો માણુસ પણ હોય કે જેને દા'વત આપવામાં આવી ન હોય તો આવા સંજોગોમાં ઘરવાળા પાસેથી ઈજાઝત માંગી લેવી, જેથી ઘરવાળાને કશી તકલીફ કે ક્ષોભસંકોચ ન થાય.

હઝરત અબૂ મસ્ઉદ બદરી રદિયલ્લાહુ અન્હૂ એક પ્રસંગ વર્ણવે છે કે એક માણસે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને દા'વત આપી, સાથે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પાંચ સહાબાની ય દા'વત હતી. સૌ જમવા ગયા તો બીજા એક ભાઈ પણ તેમની સાથે થઈ ગયા.

જયારે દા'વત આપનારને બારણે પહોંચ્યા તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેને ફરમાવ્યું; 'આ ભાઈ પણ અમારી સાથે આવ્યા છે. ચાહો તો ઈજાઝત આપો, ચાહો તો તેઓ પાછા ચાલ્યા જશે. દા'વત આપનાર ભાઇએ અરજ કરી, 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ ભાઇને ય જમવા પધારવાની ઈજાઝત છે.' (સહીહ મુસ્લિમ, ૩ : ૧૬૦૮)

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ રદિયલ્લાહુ અન્હૂ કહે છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા, 'દા'વત આપનાર જયારે તમને દા'વત આપે

ત્યારે તમે તે કબૂલ કરો.' (કશ્ફુલ અસ્તાર, ૨ : ૭૬) હઝરત અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હૂ વળી હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ વર્ણવે છે કે, 'દા'વત દેનારની દા'વતનો સ્વીકાર કરો–તેને ત્યાં જમવા જાવ. હદિયો–ભેટ નકારી ન કાઢો–તેનો સ્વીકાર કરો, ને મુસલમાનોને કશું નુકસાન ન પહોંચાડતા.' (કશ્ફુલ અસ્તાર, ૨ : ૭૬)

## ☆ પંદરમી સુટેવ ☆

### છીંકનારને જવાબ દેવો.

છીંકનારને જવાબ દેવો એ એક મુસલમાનનો બીજા મુસલમાન પર હક છે. આથી છીંકનાર જો અલ્હમ્દુલિલ્લાહ કહે તો સાંભળનારે 'યરહમુકલ્લાહ' કહેવું જોઇએ. ફરી એના જવાબમાં છીંકનારે 'યહદીકુમુલ્લાહુ વ યુસ્લિહ બાલકુમ' (અલ્લાહપાક તમોને હિદાયત પર રાખે ને તમારી સુધારણા કરે.) કહે. છીંકનાર જો 'અલ્હમ્દુલિલ્લાહ' ન કહે તો એને 'યરહમુકલ્લાહ' ન કહેવું. અલબત્ત, પાસે બેઠેલો માણસ એને 'અલ્હમ્દુલિલ્લાહ' બોલવાનું યાદ અપાવે એ ઉચિત છે.

હઝરત અનસ બિન માલિક રદિયલ્લાહુ અન્હૂ કહે છે કે એકવાર અમે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં બેઠા હતા. એવામાં બે માણસોને છીંક આવી. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એમાંના એકને છીંકનો જવાબ દીધો ને બીજાને ન દીધો. જેને જવાબ ન દીધો તે ભાઈ અરજ કરવા લાગ્યા; 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમ પેલા ભાઇને છીંક આવી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જવાબ વાળ્યો અને મને છીંક આવી તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એનો જવાબ ન દીધો. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું; એ ભાઈ 'અલ્હમ્દુલિલ્લાહ' બોલ્યા હતા, જ્યારે તમે 'અલ્હમ્દુલિલ્લાહ' બોલ્યા નહીં. (સહીહ મુસ્લિમ)

છીંકનાર જો મુસલમાન હોય તો તેને છીંકનો જવાબ 'યરહમુકલ્લાહ' કહીને આપવો. જો તે યહૂદી કે નસારા હોય ને છીંકતી વખતે તે અલ્હમ્દુલિલ્લાહ કહે તો તેને જવાબમાં 'અલ્લાહુ યહદીક' (અલ્લાહ તમોને હિદાયત આપો) કહેવું. હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.) કહે છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે યહૂદી–નસારા પ્રયત્નપુર્વક છીંક ખાતા કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેમને 'યરહમુકલ્લાહ' (અલ્લાહપાક તમારા પર રહમ ફરમાવે) કહી દુઆ આપે, પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેમને 'અલ્લાહુ યહદીક' કહેતા. (અબૂ દાવૂદ)[1]

છીંકતી વખતે કેટલાક આદાબ એટલે કે વિવેક

---

[1] છીંકનાર મુસલમાન હોય છતાં 'અલ્હમ્દુલિલ્લાહ' ન કહે તો 'યરહમુકલ્લાહ' કહેવું વાજિબ નથી. હા, 'અલ્હમ્દુલિલ્લાહ' કહે તો વાજિબ છે. છીંકનાર ઔરત હોય તો જવાબ દેનાર, 'યરહમુકિલ્લાહ' કહે.

છીંકનારને જો સળેખમ હોય કે એવા કશા કારણસર તે વારંવાર છીંકો ખાય તો બે–ત્રણ વારથી વધુ જવાબ દેવો જરૂરી નથી. (મિશ્કાત)

સાચવવાના છે. છીંકનારે શક્યતઃ બહુ ઊંચા અવાજે છીંક ન ખાવી. છીંકના અવાજને ધીમો કે ઓછો કરવા પ્રયત્ન કરવો. નાક-મોં પર કપડું રાખી છીંક ખાવી કે લીંટ-થૂંકના છાંટા ન ઉડે, ને પાસે બેઠેલાને તકલીફ ન થાય. સામે ખાવાપીવાની કશી વસ્તુ પડી હોય કે કોઈ માણસ પાસે બેઠો હોય તો એવા વખતે છીંકનારે પોતાનું મોં બીજી બાજૂ ફેરવીને છીંક ખાવી; જેથી છીંકવાથી ઉડતા છાંટા ખાવાપીવાની ચીજ પર કે પાસે બેઠેલા પર ન પડે. હઝરત અબૂ હુરયરહ (રદિ.) કહેતા, 'અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છીંક ખાતી વખતે મોં—નાક આગળ હાથ કે કપડાથી આડ કરી દેતા, ને છીંકનો અવાજ શક્ય કોશિશે કમ કરતા.'[1]

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, 'અલ્લાહ-પાક છીંકને પસંદ ફરમાવે છે, જ્યારે બગાસાને નાપસંદ. આથી જેને છીંક આવે તે 'અલ્હમ્દુલિલ્લાહ' (સઘળા વખાણ અલ્લાહપાકને જ ઘટે છે) કહે. વળી જે કોઈ 'અલ્હમ્દુ-લિલ્લાહ'ના બોલ સાંભળે તે જવાબમાં 'યરહમુકલ્લાહ' કહે. બગાસું શયતાન તરફથી હોય છે, તો બગાસાને શક્ય હોય એટલું ટાળવા કે દબાવવા પ્રયત્ન કરવો. બગાસાનો 'હા...અ' જેવો અવાજ સાંભળીને શયતાન માણસની હાંસી કરતો હોય છે. (ફત્હુલ બારી, ૧૦ : ૬૦૭)

---

[1] સુનને અબી દાવૂદ. ઈમામ તિરમિઝી (રહ.) કહે છે કે આ હદીસ 'હસન સહીહ' છે.

# ★ સોળમી સુટેવ ★

## સલામ કરવામાં પહેલ કરવી.

ઇસ્લામ આપણુને સાચા નાગરિકત્વ તરફ દોરે છે. ઇસ્લામી શરીઅતે મુલાકાત વેળા તેમ વિદાય વેળા સલામ કહેવાનો આદેશ આપીને સલામને આદર્શ નાગરિકના ઉમદા ગુણો પૈકીનો એક ગુણ ગણાવ્યો છે. માનવ–માનવ વચ્ચે હેતપ્રેમ અને સારા સંબંધો સ્થાપવા ઇસ્લામે સુંદર કાર્યક્રમ આપ્યો. વિશ્વવ્યાપી ધર્મ હોવાના નાતે ઇસ્લામની એ આગવી ખૂબી છે. સલામનો તરીકો પ્રસ્થાપિત કરીને ઇસ્લામે એક ઇન્સાનને બીજા ઇન્સાન સાથે ઉદાત્ત ભાવના અને લાગણીથી સાંકળી લીધો. હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ અન્હૂ રિવાયત કરે છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે; 'કસમ છે તે ઝાતપાકના કે જેના કબજામાં મારા પ્રાણ છે, તમને ત્યાં સુધી જન્નતે પ્રવેશ નહીં મળે જ્યાં સુધી કે તમે મુઅમિન ન બનો ને તમે ત્યાં સુધી મુઅમિન નહીં બની શકો જ્યાં સુધી કે તમે આપસમાં મુહબ્બત ન રાખો. હું તમને પરસ્પર મુહબ્બત ઉદ્ભવે એવો રસ્તો બતાવું કે ? તમે એકબીજાને સલામ કરતા રહો-સલામને વ્યાપક બનાવો !' (મુસ્લિમ, ૧ : ૭૪)

આ હદીસ દ્વારા સલામનો ફેલાવો કરવા અને ઓળખીતા કે વણઓળખીતા મુસલમાનોને સલામ કરવા આપણુને ભારપુર્વક ઉત્તેજન આપવામાં આવ્યું છે. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે વળી ફરમાવ્યું; 'તમારામાં અલ્લાહપાકને સૌથી વધુ એ માણસ ગમે છે જે

સલામ કરવામાં પહેલ કરતો હોય.'[1] શયબહ હજબી પોતાના સહાબી કાકા (રદિ.)થી રિવાયત કરે છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે; 'ત્રણ વાતો એવી છે જે અપનાવવાથી તમારા ભાઈ સાથેની તમારી મિત્રતા સ્વચ્છ ને નિર્મળ થશે : ૧. તમે તેને મળો ત્યારે સલામ કરવામાં પહેલ કરો. ૨. મજલિસમાં તેને માટે જગા કરી આપો. ૩. તેને પસંદ હોય એવા નામથી તેને બોલાવો. (તબરાની)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, અલ્લાહપાકે હઝરત આદમ (અલય.)નું સર્જન કરી તે માનવંતને ફરમાવ્યું, 'તમે ત્યાં બેઠેલા ફરિશ્તાઓને સલામ કરો, ને તેઓ શો જવાબ આપે છે તે સાંભળો ! એ પછી આપને માટે અને આપની અવલાદ માટે સલામની રીત નકકી થશે.'

હઝરત આદમ (અલય.)એ ફરિશ્તાઓને આ શબ્દોમાં સલામ કરી; 'અસ્સલામુ અલયકુમ !' ફરિશ્તાઓએ જવાબ દીધો; 'અસ્સલામુ અલયક વ રહમતુલ્લાહ' તેમણે હઝરત આદમ (અલય.)ના સલામના જવાબમાં વ રહમતુલ્લાહ શબ્દનો વધારો કર્યો. (બુખારી શરીફ)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે, 'રહમાનની ઈબાદત કરો, ખાણું ખવડાવો, સલામનો ફેલાવો કરો ને સલામતી સાથે જન્નતમાં દાખલ થઈ જાવ !' (તિરમિઝી શરીફ, ૪ : ૨૮૭)

---

[1] અબૂ દાવૂદે આ હદીસ હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત કરી છે. સુનને અબી દાવૂદ, ૨ : ૬૪૫

હઝરત અમ્માર (રદિ.) કહે છે કે ત્રણ કામો તમે બજાવી લાવો તો જાણે તમે ઈમાનને પામી લીધું; પોતાના નફ્સ સાથે ન્યાય કરો, સૌને સલામ કરતા રહો, તંગીમાં ય ખરચ્યુ કરતા રહો—મોહતાજોને કંઈક ને કંઈક આપતા રહો.[1]

સલામના જે શબ્દો હદીસોમાં વર્ણવાયા છે તે આ છે: હઝરત્ત ઈમરાન બિન હસીન (રદિ.) કહે છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં એક ભાઈ આવ્યા ને 'અસ્સલામુ અલયકુમ' કહ્યું. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો, 'એમને દસ નેકીઓ મળી ગઈ.'

ફરી બીજા ભાઈ આવ્યા. તેમણે 'અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહ' કહીને સલામ અરજ કરી, તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો, 'એમને વીસ નેકીઓ મળી.'

એ પછી ત્રીજા ભાઈ આવ્યા ને તેમણે આ શબ્દોમાં સલામ પેશ કરી, 'અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ

---

[1] આ ત્રણ વાતોમાં અનેક ખૂબીઓ સમાયેલી છે: નફ્સ સાથે ન્યાય કરવો એટલે કે અલ્લાહપાકના અને લોકોના સઘળા હકો અદા કરવા. પોતાની ન હોય એવી ચીજનો દાવો ન કરવો—તેવી ચીજની માંગણી ન કરવી. વળી ભૂંડા—ખરાબ કામોમાં પોતાનો ભાગીદાર ન બનાવવો—એવાં કામોથી અળગા રહેવું.

સૌને સલામ કરવાની વિનમ્રતાભરી સુટેવથી ગર્વઘમંડ નહીં રહે. માણસ લોકોની સાથે મોટાઈથી કે કડકાઈથી વર્તશે નહિ અને તંગીમાં ખર્ચ કરવાથી અલ્લાહ પર સંપૂર્ણ ભરોસો અને તવક્કુલ પેદા થશે અને બીજા મુસલમાનો પ્રત્યે શફકત અને રહમ જન્મશે.

બરાકુતુહુ.' અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, 'આ ભાઇને ત્રીસ નેકીઓ મળી ચૂકી.' (જામિઅ તિરમિઝી)

હઝરત અમ્માર (રદિ.) રિવાયત કરે છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈરશાદ ફરમાવે છે, ત્રણ વાતો ઈમાનની નિશાનીરૂપ છે; તંગીમાં ખર્ચ કરવો, (ગરીબો–મોહતાજોને કંઇક આપવું.) સૌને સલામ કરવી અને પોતાના નફસ સાથે ન્યાયથી વર્તવું.

સલામ કરવી સુન્નને મુઅક્કદહ છે. એક માણસ આખી જમાઅતને સલામ કરે તો તે પૂરતું છે. અમીરુલ મુઅમિનીન હઝરત અલી (રદિ.) રિવાયત કરે છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા, 'કોઇ જમાઅત (એટલે કે અમુક માણસો) રસ્તેથી પસાર થાય ને તેમાંનો એક માણસ સલામ કરે તો એ (બધા વતી) પૂરતી છે. વળી બેઠેલાઓમાંથી એક માણસ જવાબ આપી દે તો તે પૂરતો છે.[1] હઝરત ઝૈદ બિન અસ્લમ (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે (વાહન કે જાનવર પર) સવાર માણસ પગે ચાલનારને સલામ કરે ને લોકોની જમાઅતમાંથી એકાદ માણસ સલામ કરી લે તો સૌના વતી પૂરતું છે.[2]

---

[1] કશ્ફુલ અસ્તાર, ૧ : ૨૫ હયસમી કહે છે કે આ હદીસને બઝ્ઝારે રિવાયત કરી છે, ને એના રિજાલ સહીહના રિજાલ પૈકીના છે. મજમઉઝ ઝવાઈદ, ૧ : ૫૬

[2] અબૂ દાવૂદ, ૨ : ૬૪૪

સલામના આદાબ કે વિવેક પૈકીનો એક વિવેક એ છે કે કોઈ માણુસ બીજા પાસે જાય તો જનારે સલામ કરવી. સવાર માણુસ, પગપાળાને સલામ કરે. ચાલતો માણુસ બેઠેલાને, ઓછી સંખ્યાવાળા વધુ સંખ્યાવાળાને, ને નાનો મોટાને સલામ કરે. વળી સલામ વાતચીત શરૂ કરતાં પહેલાં કરવી જોઈએ. કારણુ સલામ એક પ્રકારની હિફાઝત ને અમાન-પનાહ છે. વાતચીત તો અમાન–પનાહ પછી જ થતી હોય છે.[1]

સલામનો અદબ-વિવેક એ ય છે કે માણુસ ઘરમાં દાખલ થતી વખતે પોતાના ઘરવાળાંને સલામ કરે. કારણુ હઝરત અનસ બિન માલિક (રદિ.) કહે છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું, 'બેટા, જ્યારે તમે તમારા ઘરમાં દાખલ થાવ ત્યારે તમારા ઘરવાળાંને સલામ કરો. આનાથી તમને અને તમારા ઘરવાળાંને–સૌને બરકત થશે.' (તિરમિઝી શરીફ)

# ★ સત્તરમી સુટેવ ★

## નસીહત અને ખેરખ્વાહી કરવી.

નસીહત કરવી એટલે ભલાઈ જતાવવી–શિખામણની

[1] ઈમામ બિંન માલિક (રહ.)એ પોતાની કિતાબ મુઅત્તામાં આ હદીસ નોંધી છે. વળી બઝારે આટલા વધારા સાથે આ હદીસ રિવાયત કરી છે: 'ચાલતો માણસ બેઠેલાને સલામ કરે અને એકથી વધુ માણસો ચાલતા જઈ રહ્યા હોય એમાંથી સલામ કરવામાં જે પહેલ કરે એ અફઝલ છે.' આ હદીસના રિજાલ સહીહ પૈકીના છે મજમઉઝ ઝવાઈદ, ૮ : ૩૬

વાત કહેવી. જ્યારે ખેરખ્વાહી એટલે હિત અને ભલું ચાહવું. હઝરત તમીમ દારી રદિયલ્લાહુ અન્હૂ રિવાયત કરે છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, 'દીન એટલે નસીહત અને ખેરખ્વાહી !' અમે અરજ કરી, 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કોની કોની સાથે ખેરખ્વાહી કરીએ ?' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જવાબ દીધો, 'અલ્લાહ અને તેની કિતાબ–કુર્આને અઝીઝ સાથે, તેના રસૂલ અને મુસલમાનોના હાકિમો-ઇમામો સાથે તેમ સૌ લોકો સાથે ખેરખ્વાહી કરજો.' તો નસીહત અને ખેરખ્વાહી કરવાનું કેટલું અગત્યનું કામ છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એને દીન તરીકે ગણાવ્યું.

હઝરત જરીર (રદિ.) કહેતા કે મેં અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હાથ મુબારક પર આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તાબેદારી કરવાના અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હુકમો બજાવવાના મુદ્દા પર બયઅત કરી. એ વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું, તારાથી શકય એટલી મારી તાબેદારી કરતો રહેજે ને દરેક મુસલમાનનું ભલું ચાહજે–તેનું હિત કરજે–અહિત ન કરતો.[1]

હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) રિવાયત કરે છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા, 'દીન તો નસીહત અને ખેરખ્વાહીનું નામ છે.' સહાબાએ

---

[1] લૂઅ્લૂઉ વલ્મરજાન, પેજ: ૧૨ કુવૈતના અવકાફ ખાતા તરફથી છપાયેલી.

અરજ કરી, 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કોની સાથે?' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, 'અલ્લાહની કિતાબ, તેના નબી અને મુસલમાનોના હાકિમો-ઇમામો સાથે.'[1]

અને હઝરત આયશા સિદ્દીકા (રદિયલ્લાહુ અન્હા) રિવાયત કરે છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા, 'અલ્લાહપાક જ્યારે કોઈ અમીર કે હાકિમ સાથે ભલાઈ કરવા ઇચ્છે છે તો એને માટે એક સાચો વઝીર નક્કી કરી દે છે, જેથી એ કશી ભૂલચૂક કરે તો એનો વઝીર યાદ અપાવે ને જો એને યાદ હોય તો વઝીર એની મદદ કરે ને અલ્લાહપાક જો કોઈ અમીર-હાકિમ સાથે ભલાઈ કરવા નથી ચાહતા તો એક નઠારો ને ખરાબ વઝીર તેને કાજે મુકર્રર કરી દે છે. હાકિમ-અમીર કંઈક ભૂલી જાય તો વઝીર એને યાદ નથી અપાવતો ને અમીરને યાદ હોય તો તે એની મદદ નથી કરતો.' (બેપરવા રહે છે.) અબૂ દાવૂદ, ૨ : ૧૧૮

અલ્લાહ માટે નસીહત અને ખેરખ્વાહીનો અર્થ એ છે કે અલ્લાહ પર ઈમાન લાવો, એનો કોઈ શરીક કે ભાગીદાર હોવાનો ઇન્કાર કરો. વાસ્તવમાં આ તો માણસની સ્વયં પોતાની સાથેની ભલાઈ અને ખેરખ્વાહી છે, એનો લાભ માણસને પોતાને જ મળે છે. કારણ અલ્લાહને તો કોઈની કશી નસીહત કે ખેરખ્વાહીની મુદ્દલ જરૂરત નથી. એ તો

---

[1] કશ્ફુલ અસ્તાર, ૧ : ૪૯ હયસમી કહે છે કે આ હદીસ બઝ્ઝારે રિવાયત કરી છે. જૂઓ, મજમઉઝ ઝવાઈદ, ૧ : ૮૭

આનાથી તદ્દન બેનિયાઝ છે.

અલ્લાહપાકની કિતાબ સાથે ખેરખ્વાહી કરવાનો ભાવાર્થ એ છે કે અલ્લાહપાકની કિતાબ પર એવું ઈમાન અને એવી શ્રદ્ધા રાખો કે ખચીત, એ કિતાબ અલ્લાહપાકે જ ઉતારેલી છે ને એના જેવી કિતાબ કે કલામ રચવા સમગ્ર મખ્લૂક અશક્ત અને અસમથ છે. વળી એમાં આવેલા સઘળા હુકમો અને ખબરો વગેરે ઉપર સંપૂર્ણપણે ઇમાન લાવો.

હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે ખેરખ્વાહી કરવાનો મતલબ એ છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની રિસાલત અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ શરીઅત સાથે જે કાંઇ પણ લાવ્યા એ સઘળાં પર ઈમાન લાવો. મુઅમિનોના ઈમામો કે અગ્રેસરો સાથે નસીહત એ છે કે હકની બાબતમાં એમની તાબેદારી અને એમની સહાય કરો. તેઓ સાચા મારગે રહે એ જરૂરી છે. મુસલમાનોના ઈમામો અને અગ્રેસરો એટલે ખુલફાએ રાશિદીન તેમ ઇસ્લામી હુકૂમતના વાહકો–જવાબદારો કે જેઓ મુસલમાનોનાં હિતો-કામો બાબત જવાબદાર હોય છે.

સૌ મુસલમાનો સાથે ખેરખ્વાહીનો સાર એ છે કે હાકિમો સિવાયના લોકોને ય દુનિયા અને આખિરતમાં કામ આવનારી બાબતો વિષે માર્ગદર્શન આપો.

ચોથી તથા તેરથી લઇને સોળ સુધીની સુટેવો કે ખસ્લતોનો આ હદીસમાં ય સમાવેશ છે:

હઝરત અબૂ હુરયરહ રદિયલ્લાહુ અન્હૂ રિવાયત કરે

છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ ફરમાવે છે; એક મુસલમાનના બીજા મુસલમાન પર છ હકો છે. લોકોએ અરજ કરી, 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ હકો કયા હશે ?' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું; 'જ્યારે તમે કોઈ મુસલમાનને મળો ત્યારે તેને સલામ કરો.[1] તે તમને દાવત આપે તો દાવત સ્વીકારો.[2] તમારાથી તે કશી ભલાઈની કે સહાયની આશા રાખે તો તેની સાથે ભલાઈ અને ખેરખ્વાહી કરો—તેને સાચી સલાહ આપો.[3] તેને છીંક આવે ત્યારે 'યરહમુકલ્લાહ' કહો.[4] તે માંદો થાય ત્યારે તેની ખબર લો.[5] તે ગુજરી જાય ત્યારે તેના જનાઝા સાથે જાવ.'[6]

## ☆ અઢારમી સુટેવ ☆

### મસ્જિદનો કચરોપૂંજો સાફ કરવો.

હઝરત અબૂ હુરયરહ (રદ્દિ.) કહેતા કે કાળી સરખી એક (હબશી) ઓરત મસ્જિદમાં ઝાડૂ વાળતી, કચરો સાફ કરતી. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એને ઘણા દિવસ સુધી જોઈ નહીં તો એના વિશે પૂછપરછ કરી. અસ્હાબે કિરામ (રદ્દિ.)એ અરજ કરી, 'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ તો ગુજરી ગઈ. આપ

1 સોળમી ખસ્લત. વળી સલામમાં પહેલ કરવી, સલામનો જવાબ દેવા કરતાં ઉત્તમ છે. 2 ચઉદમી સુટેવ. 3 સત્તરમી સુટેવ. 4 પંદરમી સુટેવ. 5 ચોથી સુટેવ. 6 તેરમી સુટેવ. આ હદીસ મુસ્લિમ શરીફમાં છે. ૪:૧૭૦૫

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવવા લાગ્યા, 'તો તમે મને જાણ કેમ ન કરી ?' પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેની કબરે ગયા ને તેના જનાઝાની નમાઝ પઢી.[1]

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, 'મસ્જિદમાંથી જે કોઈ કચરો–ગંદકી સાફ કરે, અલ્લાહપાક તેને માટે જન્નતમાં એક ઘર બનાવશે. (ઇબ્ને માજહ, ૧:૨૫૦)

મસ્જિદમાંથી કચરોપૂંજો વગેરે સાફ કરનાર, ખરેખર જન્નતના અજર સવાબનો હકદાર છે; કારણ એને આ નેક કામ બજાવીને બેવડો હક અદા કર્યો. એક તો અલ્લાહપાકનો હક-કે એણે અલ્લાહના ઘરને સાફ રાખ્યું. બીજો નમાઝીઓનો હક-કે નમાઝીઓનાં કપડાં અને તેમનાં સિજદાનાં અવયવો ધૂળકચરા વગેરેથી કદાચ ખરાબ થાત પણ ધૂળ-કચરો વાળીને એણે નમાઝ પઢવાની જગા સ્વચ્છ કરી. જેમ મુસલમાનોના જવા-આવવાના રસ્તેથી ઇજા દેતી ચીજ-વસ્તુ દૂર કરનાર જન્નતને પાત્ર ઠરે છે, તેમ મસ્જિદમાંથી કચરો–ગંદકી વાળનાર માણસ પણ જન્નતની નેઅમતોનો હકદાર બને છે.

---

[1] અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમાજના ગરીબો—લાચારોનો બહુ ખ્યાલ રાખતા. તેમની શફાઅત માટે તેમના જનાઝાની નમાઝ જરૂર પઢતા. આથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ગરીબ ઓરતને દફન કરી દીધા પછી ય તેની કબરે જઈને તેના જનાઝાની નમાઝ પઢયા. એ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વિશેષતા હતી. (ઈબ્ને માજહ)

# ★ ઓગણીસમી સુટેવ ★

## મુસલમાન સાથે હસતે ચહેરે મળવું.

એક મુસલમાન જ્યારે બીજા મુસલમાનને મળે ત્યારે હસતે મોંએ—મુસ્કુરાહટ સાથે મળે. મળ્યા બદલ ખુશી વ્યક્ત કરે. એથી બંને મુસલમાનો વચ્ચે પરસ્પર મુહબ્બત અને સ્નેહસંબંધ વધુ ગાઢ બનતાં હોય છે. કદિ કોઈ માણુસ ગમગીન હોય ને તમે એને આ રીતે હસતા ચહેરે મળો તો એના ગમચિંતા હળવાં બને છે. તે પોતાની હૈયાવરાળ કાઢવા ચાહે તો કાઢી શકશે, મનની મૂંઝવણુ કહી શકશે. વળી તેને માટે પોતાની જરૂરિયાત પેશ કરવાનું ય સરળ લાગતાં તમારો આ મીઠો વર્તાવ એને મદદરૂપ પૂરવાર થશે.

હઝરત અબૂઝર (રદિ.) ફરમાવે છે, અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે, 'કોઈ પણુ સારા કામને તું મામૂલી ન ગણુતો. ભલે, પોતાના મુસલમાન ભાઈ સાથે હસતે ચહેરે મળવા જેવું મામૂલી લાગતું કામ કેમ ન હોય ! (મુસ્લિમ, ૪:૨૦૨૬) અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વળી ઈરશાદ ફરમાવે છે, 'જ્યારે બે મુસલમાનો એક બીજાને મળે છે ને મુસાફહ કરે છે તો સૂકા ઝાડના પાન ખરે એમ એમના ગુનાહ ખરી પડે છે.' અલ્હમ્દુલિલ્લાહ !

હસતે ચહેરે મુલાકાત કરવા સાથે મુસાફહ કરવો ય મુસ્તહબ છે. એથી મુહબ્બત અને પ્યારદોસ્તી વધતાં હોય છે. હઝરત કતાદહ (રદિ.) કહે છે કે મેં હઝરત અનસ

(રદિ.)ને એકવાર પૂછ્યું કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સહાબા આપસમાં મુસાફહ કરતા હતા કે ? તે માનવંતે જવાબ દીધો, 'જી, હા. તે માનવંતો એકબીજાને મળતા ત્યારે મુસાફહ કરતા. (ફત્હુલ બારી, ૧૧:૫૪) હઝરત બરાઅ (રદિ.) ફરમાવે છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઇરશાદ ફરમાવે છે, 'બે મુસલમાનો એકબીજાને મળે છે ને મુસાફહ કરે છે તો તે બંને છૂટા પડે એ પહેલાં એમની મગફિરત કરી દેવામાં આવતી હોય છે.' (અબૂ દાવૂદ; ૨:૬૪૪, તિર્મિઝી, ૫:૭૪)

## ★ વીસમી સુટેવ ★

### રસ્તો ભૂલેલાને રસ્તો બતાવવો.

કોઇ મુસલમાન મુસાફરીમાં હોય કે કયાંક જઈ રહ્યો હોય ને રસ્તો ભૂલી જાય કે ખોટે રસ્તે ચડી જાય તો એને સાચો રસ્તો બતાવવાથી અને માર્ગદર્શન આપવાથી સદકો કર્યા જેટલો સવાબ મળે છે, ને રસ્તો બતાવનાર જન્નતને પાત્ર ઠરે છે. રસ્તો બતાવનાર રસ્તો બતાવીને ભૂલા પડી ગયેલાનું દિલ રાજી કરતો હોય છે. તેની બેચેની અને પરેશાની રાહત અને સુખદ સંતોષમાં ફેરવાઇ જતી હોય છે. હદીસ શરીફમાં છે કે જે માણસ કોઇ મુસલમાનની બેચેની અને મૂંઝવણ-પરેશાની દૂર કરે છે તો અલ્લાહપાક એના બદલામાં એની કયામતની પરેશાનીઓ પૈકી કોઇ પરેશાની દૂર કરશે. (સહીહ મુસ્લિમ) તમે આવું સુંદર કામ બજાવીને એના અંતરને સુખસંતોષ તથા એની રૂહને શાંતિ આપો

છો. આથી તેને એમ થાય છે કે પોતે એકલોઅટૂલો નથી, પણ એનો એક ભાઈ અહીં મૌજૂદ છે જે મુસીબત કે પરેશાની ટાણે એને મદદરૂપ થશે-એને ખપ લાગશે. પરિણામે એનો ચહેરો ખુશીથી મલકશે ને એને અજબ એવાં હર્ષોલ્લાસ નસીબ થશે. તમે એની સાથે જે સદ્‌વર્તન કરશો એનો બદલો તમને અલ્લાહપાક આપશે. એવો ઉત્તમ બદલો કે ઇન્શાઅલ્લાહ તમે જન્નતમાં દાખલ થશો ને ત્યાં આ ભલા કામનો સુંદર અજરબદલ પામશો.

હઝરત ઉમર (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, 'તમે બને ત્યાં સુધી રસ્તામાં ન બેસતા. લાચારીએ બેસવું પડે તો રસ્તાનો હક અદા કરજો. અસ્હાબે કિરામે અરજ કરી, 'યા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રસ્તાનો શો હક હશે ?' અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઇરશાદ ફરમાવ્યો, 'નજરો નીચી રાખવી અને સલામનો જવાબ દેવો.' રિવાયત કરનાર કહે છે કે મને ખ્યાલ છે ત્યાં સુધી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એમ પણ ફરમાવ્યું કે મારગ ભૂલેલાને રસ્તો બતાવવો.[1]

---

[1] કશ્ફુલ અસ્તાર, ૨:૪૨૫ હયસમી કહે છે કે આ હદીસ બઝારે રિવાયત કરી છે અને એના રિજાલ સહીહ પૈકીના છે. જૂઓ, મજમઉઝ ઝવાઇદ, ૮:૬૨

# ★ એકવીસમી સુટેવ ★

## ઓછું દેખતાને મદદ કરવી.

આંખે ઓછું દેખતો કોઈ માણસ રસ્તે જઈ રહ્યો હોય ને તમે જૂઓ કે નજીકમાં ખાડોટેકરો છે કે તેને ઇજા થાય એવી ચીજ પડી છે તો તમે એનો હાથ પકડી સલામત રસ્તે મૂકી આવો. નબળી આંખવાળો માણસ કંઈક ખરીદી રહ્યો હોય તો તેને માટે ઉમદા અને સારી વસ્તુ પસંદ કરી-વીણી આપો, જેથી તેનું કામ સરળ થાય, કે તે છેતરાય નહીં. આમ આંધળા કે કમઝોર આંખોવાળાને તમે સહાય કરશો તો તમને સદકહ કર્યાનો અજર મળશે. ઈન્શાઅલ્લાહ, તમે જન્નતના હકદાર બનશો.

તમારી આવી મદદને કારણે એ કમદેખતા માણસને આત્મસંતોષ રહેશે કે મુશ્કેલ સમયે એને મદદ કરનાર ભાઈ મવજૂદ છે. વળી એને હૈયે ધરપત રહેશે કે કોઈ એને છેતરશે નહીં કે નુકસાન કરશે નહીં. ખરેખર, એક મુસલ-માન, બીજા મુસલમાનનો ભાઇ છે. તે ન તો એના પર જોરજુલમ કરે છે, ન તો છેતરે છે કે ન તો એને દુશ્મનને હવાલે કરે છે અને જે પોતાના ભાઈની કશી હાજત-જરૂરત પૂરી કરવા રોકાયેલો રહે છે તો અલ્લાહતઆલા તેની જરૂરત પૂરી ફરમાવે છે. માણસ આ રીતે બીજાની મદદ કરતો રહે છે તો અલ્લાહ રહીમ તેની મદદ કરતા રહે છે. ઈસ્લામ કમઝોરો-અશક્તોને મદદ કરવા કહે છે ને એ બદલ અલ્લાહ-પાકની રઝામંદી અને જન્નતની ખુશખબરી આપે છે.

# ★ બાવીસમી સુટેવ ★

## પોતાના ડોલ વાસણમાંથી પોતાનાં ભાઇનાં ડોલ-વાસણમાં પાણી નાખવું.

તમે કૂવા પર કે નળે પાણી ભરી રહ્યા હોવ ને તમારો ભાઈ ત્યાં પાણી ભરવા આવે તો તેને મદદરૂપ થવા તમારી ડોલમાંથી તેની ડોલ કે તેના વાસણમાં પાણી નાખો. આ કામનો અજર પણ જન્નત છે. કારણ મુહબ્બતથી પ્રેરાયને તમે તમારા ભાઈની મદદ કરી, તેને ભીડભાડ વગેરેની તકલીફથી ઉગાર્યો. આવે વખતે તમે ખરેખર સાચા મુઅમિન સાબિત થશો કે તમારા ભાઇને તમે પોતા પર અગ્રતા આપી. એને સાચા ઈમાનીઓના સુંદર ગુણો પૈકીનો એક ગુણ ગણાવેલ છે. કુર્આનેપાકમાં અલ્લાહપાક ફરમાવે છે,

'તેઓ, એમને પોતા કરતાં અગ્રતા આપે છે. ભલે, પોતે ભૂખ્યાં હોય !' (૫૯ : ૯)

તમારું આ ઉમદા કામ, તમારા ભાઈની નજરમાં તમને માનપાત્ર બનાવી દેશે, ને તે તમારી સાથે આદર મુહબ્બત રાખવા લાગશે. વળી અલ્લાહપાકની બારગાહમાં તે તમારા માટે કાદલૂફીભરી દુઆ ય માંગશે. હઝરત જાબિર રદિયલ્લાહુ અન્હૂ રિવાયત કરે છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઇરશાદ છે; 'દરેક નેકી બદલ સદકાનો સવાબ મળે છે. તમે તમારા ભાઈને હસતે ચહેરે મળો એ પણ નેકી છે.[1] ને તમે તમારા ભાઈની ડોલમાં, તમારાં ડોલ-વાસણમાંથી

[1] આ ઓગણીસમી સુટેવ છે.

પાણી નાખી દો એ ય નેકી છે.'[1]

હઝરત અબ્દુલ્લાહ બિન બુરયદહ, પોતાના પિતાજી હઝરત બુરયદહ રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત કરે છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે; 'અલ્લાહપાક સાથે કોઈને ય ભાગીદાર માનવો એ સૌથી મોટો ગુનાહ છે. વળી માબાપની નાફરમાની કરવી, વધારાનું પાણી રોકી રાખવું તથા નરપશુ સંવનન માટે ન આપવું એ ય મોટા ગુનાહ છે'.[2]

જ્યારે કે તમારા ભાઈની ડોલમાં પાણી નાખવા જેવું અદના જણાતું કૃત્ય જન્નત વાજિબ થવાનો ઝરીઓ છે તો વિચારો, હકદારને તેનો હક ન દેવો એની કેવી સજા હશે ! તે માંગતો હોવા છતાં ને તેને પાણીની જરૂર હોવા છતાં તેને પાણી ન આપવું–પાણી રોકી કે અટકાવી રાખવું કબીરા ગુનાહ લેખાશે.

અનેક સુટેવો નીચે જણાવેલ હદીસમાં સમાવિષ્ટ છે.

હઝરત ઉબય (રદિ.) રિવાયત કરે છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે, 'તમે તમારા મુસલમાન ભાઈ સાથે 'ખુશચહેરે મળો

[1] જામિઅ તિરમિઝી, ૪ : ૩૪૭ તિરમિઝી (રહ.) આ હદીસ 'હસન' હોવાનું જણાવે છે.

[2] કશ્ફુલ અસ્તાર, ૧ : ૭૧ હયસમી કહે છે આ હદીસને બઝ્ઝારે રિવાયત કરી છે. જૂઓ, મજમઉઝ ઝવાઈદ, ૧ : ૧૦૫

સદકો છે.[1] વળી સારી વાતનો હુકમ કે આદેશઉપદેશ દેવો ને બુરીભૂંડી વાતથી કોઇને રોકવો એ ય સદકો છે.[2] તમે રસ્તામાંથી પથ્થર, કાંટા કે હાડકાં જેવી ઈજા દેનારી ચીજો હઠાવો એ પણ સદકો છે,[3] તેમ તમારી ડોલમાંથી તમારા ભાઈની ડોલમાં પાણી નાખો એ ય સદકો છે.[4]

## ★ ત્રેવીસમી સુટેવ ★

### બહેરા માણસોને મદદરૂપ થવું.

કેટલીકવાર બહેરો માણસ કોઈ વાત જાણવા-સાંભળવા ઈચ્છતો હોય છે, યા જરૂરી વાત તેના કાને નાખવી ઉપયોગી કે લાભદાયી હોય છે. દાખલા તરીકે દવા કે ઈલાજ અમુક રીતે લેવાં, નમાઝ કે દુઆમાં અમુક ઇબારત પઢવી કે આ કે તે સંભાળ રાખવી. કેટલીકવાર કંઈક કહી-સાંભળીને તેમની તકલીફ દૂર કરવાનો મકસદ હોય છે. આવે પ્રસંગે તે સાંભળી શકે એટલા ઊંચા અવાજે કહેવું જોઇએ ને ધીરજપુર્વક તેને સંતોષ આપવો જોઈએ. અલબત્ત, કશી ગીબતનિંદા,

---

[1] એક રિવાયતમાં છે કે તમે તમારા ભાઇ સાથે હસતે મોંએ મળો. એ ઓગણીસમી સુટેવ છે.

[2] આ સાતમી સુટેવ છે. [3] બીજી સુટેવ. [4] બાવીસમી સુટેવ. આ હદીસ ઇબ્ને હિબ્બાને પોતાની સહીહમાં રિવાયત કરી છે. એમાં વધુમાં આ શબ્દો ય છે: કમજોર નજરવાળાને રસ્તો બતાવવો એ પણ સદકો છે. જામિઅ્ તિરમિઝી, ૪:૩૩૯–૪૦ હઝરત તિરમિઝી (રહ.) કહે છે કે આ હદીસ 'હસનગરીબ' છે.

ગાળગલોચ કે ચુગલખોરી સંભળાવવી મહા ગુનાહ છે. બહેરો માણુસ સામાન્ય અવાજે થતી વાતચીત સાંભળી શકતો નથી. આથી ઊંચા અવાજે એના માટે લાભદાયી એવી વાત કહીને તમે ખૂબ જ ઉપકારભર્યું કામ કરી રહ્યા છો, જે તમોને અલ્લાહપાકના દરબારે મહા અજરના હકદાર બનાવે છે. વળી આ રીતે એને થઈ રહેલા નુકસાન કે અહિતને દૂર કરીને તમે નેકીનું એવું સારું કામ બજાવી રહ્યા છો કે જેનો મોટો બદલો છે વળી તે બહેરો-મૂંગો માણુસ તમારે માટે ભલી દુઆ કરશે. જે તમારાં પાપ ધોવામાં ને તમને બુરાઇઓથી બચાવવામાં ઈન્શાઅલ્લાહ સહાયરૂપ નીવડશે.

આવું ભલું કામ કર્યા પછી તમે અલ્લાહપાકની તારીફ કરજો. તેમનો શુક્ર અદા કરજો કે અલ્લાહપાકે તમને ઉમદા એવી સાંભળવાની શક્તિ આપી છે. જેને કારણે તમે સારી વાત સાંભળી શકો છો, તમારા કામ-હિતની વાતચીત સાંભળી કે જાણી શકો છો અને જે કામોથી બચવાનો હુકમ છે તે હુકમો ય સાંભળી-જાણી શકો છો. તમે કુર્આને મજીદની પ્યારી પ્યારી તિલાવત, નફસ તેમ રૂહને માટે ઉપયોગ એવા બોધક કાવ્યઅશઆર સાંભળી શકો છો. તમે તો આ બધુ સરળતાથી સાંભળી શકો છો, જ્યારે બહેરો માણુસ બીચારો આમાંનું કશું સાંભળી શકતો નથી તો એના પરથી બોધ લેતાં તમને અલ્લાહપાકની વધુ વધુ ને હમ્દ-સના, ગુણસ્તુતિ કરવાની તવફીક મળશે. તમે એ લાચાર માટે ય દુઆ કરજો કે અલ્લાહપાક એને હરેક બુરાઈ કે અહિતથી બચાવે

# ★ ચોવીસમી સુટેવ ★

## આંધળાને રસ્તો બતાવવો.

તમે આંધળા માણસને રસ્તો બતાવો. કોઈ કામમાં એ ગૂંચવાય તો એને સાચી દોરવણી આપો. સાચો મારગ બતાવીને તેને મદદ કરો કે એને આંખે દેખાતું નથી. આવા સારા કામ કે નેક અમલને લઈને તમે અલ્લાહપાકને ત્યાં અજરસવાબને પાત્ર બનશો. ઈન્શાઅલ્લાહ, જન્નતમાં પ્રવેશરૂપે તમને એ અજર મળશે અને અલ્લાહપાક તમારા નિગેહબાન બનશે, તે તમારી રક્ષા કરશે.

તમે તમારા આ પરોપકારથી આંધળા માણસને હલાકતમાં પડતાં બચાવશો. દાખલા તરીકે એ સડક ઓળંગી રહ્યો છે તો તમે એના હાથ પકડીને સડક ઓળંગાવી દો, જેથી કોઈ ગાડી-મોટર વગેરેની એને ટક્કર ન વાગે. રસ્તામાં ખાડોટેકરો હોય તો સંભાળીને એને બાજૂએ કરી દો કે એ પડે આખડે નહીં. રસ્તે કશી ઈજા કારક વસ્તુ પડી હોય, જેમ કે કાચ કે કાંટા પત્થર વેરાયેલા હોય, રસ્તે આગ હોય ધૂણી ધખાવીને કોઈ જતું રહ્યું હોય, હડકાયું કૂતરું બેઠું હોય. આવા સંજોગોમાં અંધજનને ભય કે નુકસાન-તકલીફથી બચાવવો રહ્યો.

તમે તમારા આવા સદકૃત્યથી સંભવિત આફતને નિવારી રહ્યા છો ને એક માનવીની ઝિંદગી બચાવવામાં કે તેને હાલાકીથી બચાવવામાં તમે જે સેવા આપી એ બદલ તમને એવો ઉત્તમ અજર અને બદલો મળશે જે અલ્લાહ-

રહીમ-કરીમ સિવાય કોઈ આપી શકતું નથી. અલ્લાહ ન કરે ને તમે એની મદદે ન ગયા, તેને હલાકતમાં પડતો જોવા છતાં મૂકપ્રેક્ષક બનીને બેસી રહ્યા, ને તે અંધજન મરી ગયો કે તેને ઇજા થઈ તો તમે ગુનેહગાર બનશો-અલ્લાહપાક તમારાથી નારાજ થશે.

તો અંધજનને મદદરૂપ થવાનું કામ ભલે તમારી નજરે મામૂલી હોય પણ અલ્લાહપાકને ત્યાં તો મોટું કામ છે. હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુમાથી રિવાયત છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઇરશાદ છે, રસ્તામાં ન બેસો, લાચારીએ બેસવું પડે એમ હોય તો સલામનો જવાબ દેજો, તમારી નજરો નીચી રાખજો, ભૂલેલાને રસ્તો બતાવજો, સવારી પર ચઢવા-ઉતરવાના અને ભાર ઉંચકવાના કામમાં લોકોને મદદરૂપ થજો.[1]

# ✯ પચીસમી સુટેવ ✯

## જોઇતી ચીજ આપવી કે એ અંગે માર્ગદર્શન આપવું.

માણસ કેટલીકવાર થેલી કે પર્સ જેવી ચીજવસ્તુ દુકાન, મોટરગાડી કે રસ્તા વગેરેમાં ભૂલી જતો હોય છે. આવી વસ્તુ તેના માલિકને સલામત સોંપવી કે તેના સુધી પહોંચતી કરવી એ મહા સવાબનું કામ છે.

---

1 કશ્ફુલ અસ્તાર, ૨:૪૩૫ હયસમી કહે છે કે આ હદીસ બઝ્ઝારે રિવાયત કરી છે જૂઓ, મજમઉઝ ઝવાઈદ, ૮:૬૨

કોઈ શખ્સને અમુક વસ્તુ ખરીદવી છે પણ તે વસ્તુ ક્યાં મળે એની તેને ખબર નથી હોતી. આવા શખ્સને યોગ્ય માર્ગદર્શન આપવાથી તેનો સમય અને શ્રમ બચી જશે. તમારા સહકાર અને સદ્‌ભાવથી તેના હોઠ મુસ્કુરાય ઉઠશે. તેના અંતરને કેટલી ખુશી થશે ! તે તમારો આભારી થશે. આવા નાના નાના સહકાર બદલ પણ અલ્લાહપાકની રઝામંદી મળે છે. તમારા ભાઈની તમે મદદ કરી તો અલ્લાહપાક તમારા કામમાં મદદગાર થશે. તમારા ભાઈની હાજત પૂરી થવામાં તમે રાહનુમાઈ કરી, રસ્તો બતાવ્યો તેથી તમને એનો અજર મળશે.

કેટલીકવાર ગરીબ કે હાજતમંદ માણસને અમુક વસ્તુની જરૂરત હોય છે. જેમ કે ઘર સામેનો કચરો સાફ કરવા એને પાવડો-તગારું જોઇએ છે, ઘરે શાદી વગેરેનો પ્રસંગ છે ને તેને અમુક વાસણ કે ચીજવસ્તુની જરૂર છે, માણસ માંદો છે ને તેને માટે ગરમ પાણીથી શેક કરવાની મશકની જરૂર છે, બરફ ભરીને માથે મૂકવાની રબરની થેલી જેવી ચીજની ય જરૂર પડતી હોય છે. તમારી પાસે તમારો ભાઇ આવી કશી વસ્તુ માગે ને તમારી પાસે હોય તો હસતે મોંએ આપો. બહાનાં ન ગોતતા. અલ્લાહની રઝામંદી ખાતર, નિર્મળ દિલે આપેલી ચીજની અલ્લાહને ત્યાં ઘણી કદર છે.

અલ્લાહપાક કુર્આને અઝીઝમાં ફરમાવે છે; અલ્લઝીન યુન્ફિકૂન ફીસ્સર્રાઇ વદ્દર્રાઈ': તંગી હોય કે મોકળાશ તેઓ અલ્લાહપાકની રાહમાં આપતા રહે છે. જ્યારે કે તંગીમાં ય આપવાનું ઇમાની માટે આવકારદાયક લેખાવ્યું તો જે ચીજ તમારી પાસે પડી છે તેને આપવામાં સંકોચ શાનો ? તમારે

તો અલ્લાહપાકનો શુક્ર અદા કરતો રહ્યો કે તે પાક પરવર-દિગારે તમને એ વસ્તુ આપી અને તે તમે તમારા ભાઈને આપીને તેના કામમાં મદદરૂપ થઈ રહ્યા છો. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પણ આ રીતે મદદરૂપ થવા ઘણી તાકીદ ફરમાવી છે.

કેટલીકવાર માણસને ભલાઈ તરફ વાળવા માટે તમે કહેલા બે-ચાર બોલ બહુ ઉપયોગી સાબિત થતા હોય છે અને કદાચ ન થાય તો ય ભલપણ દાખવવાનું ચૂકતા નહીં. અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, ભલાઈ તરફ રાહનુમાઈ કરનાર માણસ ભલાઈ કે નેકી કર્યા જેવડો સવાબ પામે છે (બઝાર)

કોઈવાર માણસ મૂંઝવણમાં હોય છે ને તે પોતાના ઈમાની ભાઈ પાસે સલાહમશ્વરો માંગે છે. આવા સંજોગોમાં તમે તેને કશા સ્વાર્થ વગર સાચી સલાહ આપો. હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબેર (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, 'જેનાથી સલાહમશ્વરો લેવામાં આવે તે 'અમીન' હોય છે.' (તબરાની) હદીસ શરીફનો ભાવાર્થ એ છે કે તમારી પાસે મશ્વરો માંગવામાં આવ્યો તો તેને સાચી સલાહ, સાચી દોરવણી આપજો. તમારા શિરે એ એક અમાનત છે ને અમાનતનો વ્યય કરી શકાય નહીં. વળી તેની વાત બધાંને કહેતા ફરો નહીં. તમને અમાનતદાર સમજીને તેણે પોતાના મનની મૂંઝવણ કે દુઃખની વાત કહીને તમારાથી સલાહ માંગી તો તમે તેની વાત કે તેનો ભેદ લોકો સામે ખોલતા નહીં; બલ્કે બનતી મદદ કરજો.

# ★ છવ્વીસમી સુટેવ ★

## અશક્તાને સહાય કરવી.

કોઈ માણુસ અશક્ત કે દુર્બળ હોય, વૃદ્ધ હોય કે ઓછી ઉમરનો છોકરો હોય તેને તેનો સરસામાન કે બોજો ઉંચકવામા મુશ્કેલી પડતી તમે જૂઓ તો તેની મદદે ધાઓ. આ માનવીય ફરજ છે. લાચાર લોકો, ઓરતો, મઝલૂમો વગેરેની ય આવા સંજોગોમાં મદદ કરવી અલ્લાહપાકને પસંદ છે.

દયામાયા અને રહમનો તકાઝો છે કે દીનહિનો અને લાચારો સાથે નરમીભર્યો વર્તાવ કરવો, તેમના પ્રત્યે હેત-સ્નેહ દાખવવાં, તેમના ગમચિંતા દૂર કરવા માટે ભરપુર પ્રયત્ન કરવો અને તેમના પર જે તકલીફભર્યાં સંજોગો આવી પડચા છે.–જે જોરજુલમ તેમના પર થઈ રહ્યાં છે તે હઠાવવા પૂરી કોશિશ કરો. શકય એટલાં શક્તિસાધનો દ્વારા તેમને સુખસહુલત મળે એવો નિર્ધાર કરજો.

આ એક ઇસ્લામી ફરજ છે. દીને ઇસ્લામે એને અલ્લાહ-પાકની રઝામંદી અને તેની મુહબ્બત પામવાનો ઝરીઓ બનાવ્યો છે. અલ્લાહ તઆલા, પોતાના દયારહમ કરનારા બંદાઓ પર જ દયારહમ ફરમાવતા હોય છે. હદીસ શરીફમાં છે કે તમે રહમ કરતા રહો કે અલ્લાહપાક તમારા પર રહમ કરે. લોકોની ભૂલો–ક્ષતિઓ માફ કરતા રહો કે અલ્લાહપાક તમારી મગફિરત ફરમાવે.

જે લોકો આ વાત જાણે સાંભળે છે છતાં એને સમજવા

ન તો યત્ન કરે છે, ન એને યાદ રાખે છે, ન તો એના પર અમલ કરે છે તો આવા લોકો હલાકતને પાત્ર છે. તો હલાકત હો એવા માટે જેઓ જાણીબૂઝીને ખોટા મારગનો આગ્રહ રાખે છે. ઈસ્લામે તો દીનદરિદ્રો, અશક્તોલાચારો અને મઝલૂમોપીડિતો માટે બહુ કાળજી લીધી છે. કારણ તેઓ ય ઇન્સાન છે. અને ઇન્સાનનો એ હક છે કે તેની કરામતનું અલ્લાહ-પાકે આપેલી તેની બુઝુર્ગીનું રક્ષણ કરવામાં આવે, ને તેના સઘળા હકો સારી પેઠે સચવાય, અદા કરાય.

સમાજમાં આવા લોકો મોટી સંખ્યામાં હોય છે. સારા સમાજ માટે એ આવશ્યક છે કે આવા દરિદ્રો, મોહતાજોની તે સારસંભાળ લે. એ એવી માનવશક્તિ છે કે એની સાચી દેખભાળ રખાય તો સમાજ માટે એ લોકો બહુ ઉપયોગી અને લાભદાયી નીવડશે. કાળજી નહીં લેવાય, એમની સાર-સંભાળ નહીં લેવાય તો એમનામાંથી એવો માથાભારે વર્ગ ઉદ્‌ભવશે જે સમાજના પાયા હચમચાવી મૂકશે, ને સમાજ માટે વિકટ પ્રશ્નો ઊભા કરશે આથી દીનદરિદ્રો, મોહતાજો-મઝલૂમોની કાળજી લેવી, તેમની આબાદી માટે, તેમની સુખાકારી અને શિક્ષણ વગેરે માટે ઉપાયો કરવા એ સૌના હિતમાં છે.

ઈસ્લામ સમાજના કમજોર અને ગરીબપછાત વર્ગનો ખ્યાલ રાખવાનો હુકમ આપે છે અને એમના હકોની ને એમની હાલતની સારસંભાળ લેવાની ઘણી ઘણી તાલીમ ઇસ્લામે આપણને આપી છે.

જ્યારે એ પીડિત અને પછડાયેલા લોકો જોશે કે

એમની કાળજી લેનારા અને એમના દુઃખોતકલીફો દૂર કરવા મથનારાં લોકો અમારા સમાજમાં છે તો સમાજ પ્રત્યે તેઓ મુહબ્બત રાખવા પ્રેરાશે ને સમાજના સાચા હમદર્દ બની રહેશે. તેઓ સમાજનો ભરોસો કરશે. એમને માટે આશા, ઉમંગ અને અમલનાં દ્વાર ખુલશે. તેઓ પોતાના ધ્યેયની પ્રાપ્તિ કરી શકશે.

તો રહમત, દયાકૃપા અને હેતપ્રેમ સૌને વશ કરતાં હોય છે. એને પરિણામે એ વર્ગમાં ય મુહબ્બત, ભાઈચારા અને શફકતની કૂંપળો ફૂટે છે. સુલેહસંપ, શાંતિ–સલામતી એમના પર પોતાનો મોહક છાંયડો પાથરશે, ને તેઓ રાહત તથા સુખસંતોષનો આનંદ માણશે.

હઝરત અબૂઝર (ર.હ.) રિવાયત કરે છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે; 'માણસના પ્રત્યેક શ્વાસ બદલ એક સદકો કરવાનું વાજિબ ઠરે છે.' માનવંત સહાબા (રહિ.) પૂછવા લાગ્યા 'ઓ અલ્લાહના રસૂલ ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમારી કને એટલાં માલદોલત ક્યાં કે અમે આટલો બધો સદકો કરીએ !'

અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવવા લાગ્યા, સુબ્હાનલ્લાહ,[1] અલ્હમ્દુલિલ્લાહ,[2]

---

[1] એટલે કે તમામ ઓછપો અને ક્ષતિઓથી અલ્લાહ તઆલાની પાકી બયાન કરવી. દાખલા તરીકે તે ન ફાની છે, ન તો નશ્વર કે નવોત્પન્ન. [2] સઘળી ખૂબીઓ, સ્તુતિ-વખાણ ને કમાલ કે પરિપૂર્ણતા તેને જ છાજે છે.

અલ્લાહુ અકબર [3] અને લા ઇલાહ ઇલ્લલ્લાહ [4] પઢતા રહો. સારી વાતોના આદેશ–ઉપદેશ કરતા રહો [5] અને બુરી કે ખરાબ-ભૂંડી વાતોથી લોકોને રોકો. [6] તકલીફ આપતી ચીજોને રસ્તામાંથી દૂર કરો. [7] બહેરા માણસને સંભળાવો. [8] આંધળાને રસ્તો બતાવો. [9] જરૂરતવાળાની હાજતજરૂરત પૂરી કરો. [10] મઝલૂમ અને ધા નાખનારની, તમારી ગજાશક્તિ પ્રમાણે તત્કાળ મદદ કરો. [11] અશકત, કૃશ કે કમજોરની બાવડાના બળે ય મદદ કરો. [12] તમારા તરફથી તમારે માટે આ બધું સદકારૂપ છે. [13]

---

[3] અલ્લાહ સૌથી મહાન છે. [4] અલ્લાહ જ મા'બૂદ અને પૂજ્ય છે, તેના વિણ કોઈ મા'બૂદ નથી. [5] આ સાતમી સુટેવ છે.

[6] આ આઠમી સુટેવ છે. [7] બીજી સુટેવ. [8] ત્રેવીસમી સુટેવ. [9] ચોવીસમી સુટેવ. [10] પચ્ચીસમી સુટેવ. [11] દસમી સુટેવ. [12] છવ્વીસમી સુટેવ.

[13] કારણ તમે અન્યોને લાભ પહોંચાડયો છે. તમે મુસલમાનોની ભલાઈ અને તેમનું હિત કર્યું છે. એનો બદલો અલ્લાહપાકે જન્નતરૂપે આપ્યો. જૂઓ, સહીહ બુખારી અને ઈબ્ને હબ્બાન.

# ★ સત્તાવીસમી સુટેવ ★

## સવારી કે વાહન અંગે મદદ કરવી.

સવારીનાં જાનવરો : ઘોડા–ઊંટ વગેરેની જેમ મોટર જેવાં વાહનોનો ય હુકમ છે. દાખલા તરીકે કોઇ મુસલમાન ભાઈની ગાડી રસ્તે બગડી ગઈ ને તમે તેને રિપેર કરી શકો એમ હોવ તો તેની મદદ કરો. અથવા રિપેર કરાવવાના કામમાં એ અજાણ્યાને મદદ કરી શકતા હોવ તો કરો કે એ પોતાની મંઝિલે પહોંચી શકે. આવી મદદ કે આવા સહકાર બદલ પણ તમને સદકાનો અજર મળશે, ને ઈન્શાઅલ્લાહ, તમારી આ નેકી મકબૂલિય્યતને વરતાં તમે જન્નતને પાત્ર બનશો.

કોઇ માણસ પોતાના રિક્ષા–મોટર જેવા વાહન પર કે બળદગાડા કે ઘોડા વગેરે પર કશી વસ્તુ મૂકવા–ચઢાવવા ઇચ્છે છે, પણ તેના એકલાથી એ વસ્તુ ચડાવી શકાતી નથી ને તમે મદદ કરીને તે વસ્તુ ચડાવી દીધી તો એ પણ બહુ અજર–સવાબનું કામ છે. રસ્તે કોઇ માણસ પોતાની ગાડી પાસે ઊભો રહીને તમને રોકવા હાથ બતાવી રહ્યો છે તો એના તરફ લક્ષ આપો. શકય છે કે એની ગાડી બગડી હોય કે પેટ્રોલ ખૂટી ગયું હોય, અથવા અચાનક એની પોતાની તબિઅત બગડી હોય. આવા કશા કારણસર તે તમારી મદદ માંગી રહ્યો છે તો તેને મદદ કરવી તમારી માનવીય ફરજ છે.

મદદ કરીને તમે તેનું દિલ ખુશ કરશો, તેની જરૂરિયાત પૂરી કરશો તો એનાં શ્રદ્ધા–વિશ્વાસમાં કેટલો બધો વધારો અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે વળી ફરમાવ્યું,

થશે કે અહીં એવા મુઅમિન ભાઇઓ હયાત છે જે કપરા વખતમાં ખપ લાગે છે! તમારા આવા સહકારની અસર એના ઉપર પણ થશે, એ પણ બીજાને મદદરૂપ થવા કોશિશ કરશે. પરિણામે સમાજમાં આવા હંદમંદ લોકો વધશે. તમારી ગાડી ય કદિ રસ્તે બગડી જશે તો તમને ય ઈન્શા-અલ્લાહ, આવા સહાયકો મળી આવશે, તમારી કફોડી હાલત જોઇને તેમને ય રહમ આવશે; ને તે તમને મદદ કરશે.

## ★ અઠ્ઠાવીસમી સુટેવ ★

### બે પક્ષો વચ્ચે ન્યાય કરવો.

બે મુસલમાનો માંહોમાંહે લડતાઝઘડતા હોય તો એમની વચ્ચે અદલઈન્સાફથી ફેંસલો કરી આપજો. ને એમનો ઝઘડો ખતમ કરાવી દેજો. આવા સારા કામ બદલ પણ તમને સદકો કર્યા જેવડો સવાબ મળશે ને તમે જન્નતના હકદાર બનશો, ઇન્શાઅલ્લાહ! કારણ આ એવું અગત્યનું નેક કામ છે કે જેના પ્રત્યે બેપરવાઇ રખાય તો કંઈ કેટલાયે નિર્દોષ માણસો બરબાદ થઈ જાય. કેટલીકવાર બેમાંનો એક પક્ષ વધુ શક્તિ-શાળી ને આક્રમણખોર હોય છે ને તે સામા પક્ષ પર જોર-જુલમ કરતો હોય છે. આવા સંજોગોમાં ન્યાય તોળીને બંને વચ્ચે સુલેહસંપ કરાવવાં બહુ જરૂરી છે, અલ્લાહપાક પણ આ કામને પસંદ ફરમાવે છે;

"એ લોકોના બહુધા મશ્વરાંઓમાં કંઇ ભલાઇ નથી હોતી. હા, જે કોઈ સદકા (ખયરાત) કરવા કે કશું નેક કામ કરવા અથવા પરસ્પર સુલેહસમાધાન કરવા કહે (તો એ

આવકારદાયક છે) અને જે કોઈ અલ્લાહની રઝામંદી પ્રાપ્ત કરવા આ કામો કરશે તો અમે તેને ટૂંક સમયમાં (આખિરતે) મહાન સવાબ આપીશું." (૪ : ૧૧૪)

અલ્લાહપાકનો વળી ઇરશાદ છે; 'મુસલમાનોના બે પક્ષો પરસ્પર લડી પડે તો એમની વચ્ચે સુલેહ કરાવી દો. ફરી એમાંનો એક પક્ષ, બીજા પર અત્યાચાર કે અતિક્રમણ કરે તો એ અત્યાચારી સાથે લડો, કે અત્યાચાર છોડીને એ અલ્લાહના હુકમને માથે ચડાવે. ફરી તે તવબા કરી લે તો એ બંને વચ્ચે ન્યાય સાથે મેળમેળાપ કરાવી આપો. હા, અદલ ઇન્સાફનો ખ્યાલ રાખજો. ખચીત, અલ્લાહપાકને ન્યાય કરનારાઓ ગમે છે. નિઃશંક મુસલમાનો તો પરસ્પર ભાઈ-ભાઈ છે તો તમારા એ બે ભાઇઓ વચ્ચે મેળમેળાપ કરાવી દો. ને અલ્લાહપાકથી ડરતા રહો કે તે તમારા પર રહમ કરે."
(૪૯ : ૯—૧૦)

લડતાઝગડતા પક્ષો વચ્ચે તમે અદલઇન્સાફ સ્થાપી દેશો તો એને પરિણામે મખ્લૂકમાં અલ્લાહપાકની રહમત પ્રવેશ કરશે. તમે એમની હાલત પર રહમ કરી તો અલ્લાહતઆલા તમારા ઉપર પણ અવશ્ય રહમ ફરમાવશે. અલ્લાહ તો અન્યો પર દયાકૃપા દાખવનારા પોતાના બંદાઓ પર મહેરબાન છે. તમે ધરતીવાળાઓ પર રહમ કરતા રહો, આકાશવાળો તમારા પર રહમ કરશે.

## ★ ઓગણુતીસમી સુટેવ ★

### સારી વાત કહેવી.

તમે તમારા મુસલમાન ભાઇને કોઈ સારી વાત કહેશો

તો અલ્લાહ તઆલા તમને એનો અજરસવાબ જન્નતરૂપે આપશે. હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ રદિયલ્લાહુ અન્હૂ અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઇરશાદ બયાન કરે છે કે, "જન્નતમાં એવા માળ (યા ફ્લેટ્સ) પણ છે જેમનો અંદરનો ભાગ બહારથી સ્પષ્ટ દેખાતો હોય છે." હઝરત અબૂ માલિક અશ્અરી રદિયલ્લાહુ અન્હૂએ અરજ કરી, 'યા રસૂલલ્લાહ ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માળ-વાળાં એવા ઉત્તમ મકાનો કોના માટે હશે ?' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો, 'તે માણસને માટે કે જે સારીભલી વાત કરે, (ગરીબોને) ખાણું ખવડાવે ને રાતે–જ્યારે કે લોકો સૂતા હોય,–નમાઝ પઢે.'[1]

અમીરુલ મુઅમિનીન હઝરત અલી રદિયલ્લાહુ અન્હૂ રિવાયત કરે છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે, 'જન્નતમાં એવા બહુમાળી મહેલો હશે જેમનો બહારનો ભાગ અંદરથી અને અંદરનો ભાગ બહારથી દેખાતો હશે.' (જાણે પારદર્શક ભીંતોવાળા !) એક ગામડિ-યાએ ઊભા થઈ અરજ કરી, 'યા રસૂલલ્લાહ ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ કોને મળશે ?' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઇરશાદ ફરમાવ્યો, 'એ તે લોકો માટે છે કે જેઓ સારીભલી વાત કહે છે, ભૂખ્યાંને ખવડાવે છે, રોઝા રાખતા રહે છે અને લોકો સૂઈ રહ્યા હોય એવે વખતે નમાઝ પઢે છે.' (જામિઅ તિરમિઝી)

---

[1] આ હદીસશરીફ સહીહૈનની શરત અનુસાર સહીહ હોવાનું હાકિમ કહે છે.

હઝરત અદી બિન હાતિમ (રદિ.) અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ વર્ણવે છે કે, 'આગથી બચો, ભલે ખજૂરનો એક ટુકડો આપી શકો તો એ આપીને ય આગથી બચજો અને કોઈથી એટલું ય ન થાય તો સારીભલી વાત દ્વારા ય પોતાને જહન્નમથી બચાવી લેજો.' (લૂઅ્લૂઉ વલ્મરજાન, પેજ, ૨૧૦)

સત્તાવીસથી લઈને ઓગણતીસ સુધીની સુટેવો નીચે જણાવેલ હદીસમાં છે; 'હઝરત અબૂ હુરયરહ (રદિ) રિવાયત કરે છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે, 'માણુસના દરેક સાંધા બદલ રોજેરોજ એક સદકો વાજિબ છે.[1] પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, 'તમે બે માણસો વચ્ચે ન્યાય કરો એ સદકો છે.[2] તમે કોઈને સવારી પર સવાર થવામાં મદદ કરો, ને તેને સવાર કરાવી દો[3] યા તેનો સરસામાન સવારીના જાનવર (કે ગાડી, મોટર વગેરે) પર લાદી દો એ બદલ પણ સદકાનો સવાબ મળશે. તેમ સારી વાત કહેવી એ ય સદકો છે.'[4]

---

[1] માણસના શરીરના ત્રણસો સાઠ સાંધા કે હાડકાં છે. સહીહ મુસ્લિમમાં ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈરશાદ ફરમાવે છે, 'આદમની અવલાદમાં દરેક જણના શરીરમાં ત્રણસો સાઠ સાંધા બનાવવામાં આવ્યા છે. માણસ જ્યારે અલ્લાહુ અકબર, અલ્હમ્દુલિલ્લાહ, લા ઈલાહ ઈલ્લલ્લાહ, સુબ્હાનલ્લાહ કે અસ્તગ્ફિરુલ્લાહ પઢે છે યા લોકોના રસ્તામાંથી પથ્થર, કાંટા, હાડકાં વગેરે ઈજા દેતી વસ્તુ હઠાવે છે, અથવા કશી સારી વાતનો હુકમ—આદેશ દે છે કે બુરી વાતથી રોકે છે—ત્રણસો સાઠ સાંધાના પ્રમાણમાં જે દિવસે આવી નેકી કરે છે તે દિવસે જાણે એણે પોતાને દોઝખથી મુક્ત કરાવ્યો હોય એવી હાલતમાં તે હરતોફરતો હોય છે.' (સહીહ મુસ્લિમ, ૨ : ૬૯૮)

[2] અઠ્ઠાવીસમી સુટેવ. [3] સત્તાવીસમી સુટેવ. [4] ઓગણતીસમી સુટેવ.

'તમે નમાઝ માટે જતાં જે કદમ ઉપાડો છો એ બદલ પણ સદકાનો અજર મળે છે,[1] ને રસ્તામાંથી તકલીફદાયક ચીજ હઠાવો એનો ય સદકા જેવો સવાબ મળે છે.[2]

## ★ ત્રીસમી સુટેવ ★

### અંતરની વાત જાહેર ન કરી શકનાર વતી તેની વાત રજૂ કરવી.

હઝરત અનસ રદિયલ્લાહુ અન્હૂ કહેતા કે, અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક વાર એવી સુંદર વાત કહી કે એ સાંભળીને અમે એટલા તો ખુશ થઈ ગયા

---

[1] એ રીતે કે તમે વુઝૂ કરીને જ્યારે નમાઝ માટે જાવ છો તો નમાઝ માટે કદમ ઉપાડયા બદલ તમને સદકાનો સવાબ મળે છે. એક કદમ પર એક ગુનાહ માફ થાય છે ને બીજે કદમ ઉપાડતાં તમારો એક દરજ્જો—મરતબો ઊંચો થતો હોય છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, 'જે માણસ ઘરેથી વુઝૂ કરીને અલ્લાહપાકના ઘરો પૈકી એક ઘરે જાય છે કે અલ્લાહતઆલાએ નક્કી કરેલ ફરજો (નમાઝો) પૈકી કોઈ એક ફરજ અદા કરે છે તો, એના એક કદમના બદલામાં અલ્લાહપાક એક ગુનાહ માફ કરે છે ને બીજા કદમે એનો એક દરજ્જો બલંદ થાય છે. સહીહ મુસ્લિમ, ૧ : ૪૬૨

[2] બીજી સુટેવ. મુસ્લિમ શરીફ, ૨ : ૬૯૯

કે ઈસ્લામ લાવ્યા પછી કશાથી અમને આટલી બધી ખુશી નો'તી થઈ ! આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું; 'સાંભળો ! ઈમાનવાળાને કશી તકલીફ દેનારી વસ્તુ હઠાવ્યા બદલ અજર મળે છે.[1] વળી અજાણ્યાને રસ્તો બતાવ્યા બદલ[2] તેમ પોતાના અંતરની વાત કહી ન શકનાર માણસ વતી તેની મૂંઝવણ પેશ કર્યા બદલ[3] અને દૂધાળું પશુ અમુક સમય માટે દૂધ ખાવાપીવા આપવા બદલ પણ અજર મળતો હોય છે.[4]

કોઈએ પોતાનો સરસામાન બાંધીને મૂકયો. ફરી કશી વસ્તુ યાદ આવતાં તે સામાન ફંફોસવા લાગ્યો, પરંતુ એ

---

[1] બીજી સુટેવ. [2] રસ્તો ભૂલી જનારને કે અજાણ્યાને રસ્તો બતાવવો એ વીસમી સુટેવ છે. [3] માણસના દિલમાં કોઈ વાત હોય પણ તે કશા સબબસર જાહેર કરી શકતો ન હોય તો એવા માણસનો મકસદ ને મતલબ તેના વતી સ્પષ્ટ કરી આપવાથી, તેની વાતની સાચી રજૂઆત કરી દેવાથી પણ ઈન્શાઅલ્લાહ, જન્નત મળે.

[4] આ પહેલી સુટેવ છે.

વસ્તુ ત્યાં ન જણાઇ તો ખૂબ ગભરાઈ ગયો. આ ગભરાટ બદલ પણ એને અજર મળશે.[1]

---

[1] ભાવાર્થ એ કે કોઈ મુસલમાન કપડાંમાં કે પેટી વગેરેમાં વસ્તુઓ બાંધી મૂકે. ફરી એને થાય કે ફલાણી ચીજ એમાં હશે કે નહીં. તે પોટલું–પેટી ફંફોસે છે. તેનો હાથ આમથી તેમ વસ્તુ ગોતે છે. વસ્તુ પર હાથ જતો નથી તેથી તેને એમ લાગે છે કે એ ખોવાઇ ગઈ કે ગેરવલ્લે પડી. આથી તે ગભરાય છે. પાછળથી પોટલા વગેરેમાં તે ચીજ મળી આવે છે, તો તેનું દિલ રાજી રાજી થઈ જાય છે. આવા પ્રસંગે જે ઉચાટ, જે ગભરાટ એને થયો એ બદલ પણ એને અજર મળે છે ને એના ગુનાહો પૈકી કોઈ ગુનાહ માફ થાય છે.

હઝરત ઉમયમહ રદિયલ્લાહુ અન્હાએ એકવાર હઝરત આયશા સિદ્દીકા રદિયલ્લાહુ અન્હાને આ આયતે કરીમા વિષે પૂછ્યું, વઈન તુબદૂ મા ફી અન્ફુસિકુમ અવ તુખ્ફૂહુ : તમારા દિલોમાં જે કાંઈ છે તે તમે જાહેર કરો કે છૂપાવો, અલ્લાહ તઆલા તમારી પાસેથી હિસાબ લેશે.

મંય યઅમલ સૂઅન યુજ્ઝ બિહી : જે શખ્સ કંઈ પણ ભૂંડું કાર્ય કરશે-કંઇ પણ બુરાઇ કરશે તેનો બદલો પામ્યા વિના રહેવાનો નથી.

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકા રદિયલ્લાહુ અન્હા કહેવા લાગ્યાં, મેં જ્યારથી આ વિષે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પૂછ્યું ત્યારથી આજ સુધી કોઇએ મને આ અંગે પૂછ્યું નથી. અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવેલું, 'ઓ આયશા ! બંદાને તાવ આવે, કાંટો વાગે વગેરે જે કશી તકલીફ પહોંચે છે એ બદલ તેના ગુનાહ માફ થતા હોય છે. ક્વચિત એવું બને છે કે માણસ ગજવામાં કે અન્યત્ર કશી વસ્તુ મૂકીને વીસરી

જાય છે—આમતેમ શોધવા મંડે છે ને ન મળવાથી પરેશાન થાય છે. મુઅમિનને થનારી આવી મુંઝવણ બદલ પણ અજર મળે છે. જેમ ભઠ્ઠીમાં નાખવાથી સોનું શુદ્ધ બને છે તેમ ઈમાની પણ આવી નાની-નાની તકલીફોને પરિણામે ગુનાહોથી પાકસાફ થાય છે.

હઝરત અનસ રદિયલ્લાહુ અન્હૂએ રિવાયત કરેલ એક હદીસમાં વળી છે કે માણસ એની પત્ની પાસે (સોહબત-સંભોગ માટે) જાય એ બદલ પણ તેને સવાબ મળે છે. માણસ કપડાં વગેરેમાં બાંધી મૂકેલ વસ્તુ મૂકી દે છે—ફરી તે સ્થળ ભૂલી જાય છે ને શોધાશોધ કરે છે, ગભરાય જાય છે. ફરી અલ્લાહપાક તેને એ વસ્તુ મેળવી દે છે. તો આ પ્રસંગે થયેલા ગભરાટ કે વિમાસણ બદલ પણ એ અજર પામે છે.
(કશ્ફુલ અસ્તાર, ૧ ; ૪૫૪)

આનો સવાબ અન્ય સુટેવો કરતાં કમ છે, કારણ એ માણસના પોતાના પૂરતી મર્યાદિત હોય છે. એમાં બીજા મુસલમાનોને કોઈ ફાયદો મળતો નથી.

પોતાની પત્ની સાથે સંભોગ કરવાથી અજર મળે છે એનું એક કારણ એ પણ છે કે આ રીતે તે પોતાને અને પોતાની બીવીને ઝિનાકારીથી બચાવતો હોય છે તો આ બદલ તેને સદકા કર્યા જેવો સવાબ મળે છે.

કેટલાક ગરીબો-ફકીરો એકવાર અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં હાજર થયા ને અરજ કરી, 'યા રસૂલલ્લાહ ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ માલદાર લોકો તો બધો સવાબઅજર સમેટતા હોય છે. અમારી પેઠે તેઓ નમાઝ પણ પઢે છે, રોઝા ય રાખે છે, વળી વધારાના માલમાંથી સદકો ય કરે છે. (અમે તો ગરીબ-છીએ, સદકો ક્યાંથી કરીએ ?)

હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવવા લાગ્યા; 'શું અલ્લાહપાકે તમારા માટે એવી ચીજો નથી મૂકી કે જે દ્વારા તમે ય સદકો કરી શકો–સદકાનો અજરસવાબ લઈ શકો ? તમે સુબ્હાનલ્લાહ કહો, સદકાનો અજર પામશો. તકબીર : અલ્લાહુ અકબર કહો, અલ્હમ્દુ-લિલ્લાહ કહો–દરેક વાર તમને સદકાનો બદલો મળશે. તમારી ઓરત સાથે તમે સંભોગ કરો એ બદલ પણ સદકાનો સવાબ છે.'

માનવંત સહાબા પૂછવા લાગ્યા, 'ઓ અલ્લાહના નબી ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમે અમારી કામેચ્છા પૂરી કરીએ એ બદલ પણ અમને સવાબ મળે કે ?' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉત્તર દીધો; 'કહો, આ કામ તમે નાજાયઝ રીતે કરત તો ગુનેહગાર થાત કે નહીં ? તમે હલાલ રીતે તમારી કામેચ્છા પૂરી કરી તેથી તમે સવાબના હકદાર થયા.' આ હદીસ શરીફ મુસ્લિમે પોતાની સહીહમાં હઝરત અબૂઝર (રદિ.)થી રિવાયત કરી છે.

પરાઈ સ્ત્રી સાથે સંભોગ હરામ હોવાથી માણસ ગુનેહગાર થાય છે તો પોતાની ઓરત સાથે સંભોગ કર્યા બદલ માણસ અજરને પાત્ર બને એવો નિયમ આ પરથી ઉલમાએ કિરામે તારવ્યો છે. કારણ એ ઓરત એને માટે હલાલ હોય છે.

# ★ એકત્રીસમી સુટેવ ★

## તરસ્યાંને પાણી પાવું.

હઝરત ઈબ્ને અબ્બાસ રઝિયલ્લાહુ અન્હુમા કહે છે કે એકવાર અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં હું હાજર થયો ને મેં અરજ કરી, 'યા રસૂલલ્લાહ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મને એવું કોઇ કામ જણાવો કે જે બજાવી લાવીને હું જન્નતમાં જાઉં.' અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું, 'તમે એવા શહેરમાં રહો છો, જ્યાં દૂરથી પાણી લાવવું પડે છે ખરું કે?' મેં અરજ કરી, 'જી, યા રસૂલલ્લાહ!' સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આપ.સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો, 'તમે એક નવી મશક ખરીદી લો ને એમાં પાણી ભરીને લોકોને પીવડાવતા રહો. મશક વપરાઇને ફાટી જાય એ પહેલાં તમે જન્નતમાં દાખલ થઇ જશો.'[1]

---

[1] તબરાનીએ પોતાની મુઅજમે કબીરમાં આ રિવાયત નોંધી છે ને એને રિવાયત કરનાર મહાનુભાવો વિશ્વાસપાત્ર હોવાનું જણાવી લખ્યું છે કે એમાંના એક માનવંત યહ્યા બિન અબ્દુલ હમીદ જમાની (રહ.) વિશે થોડીક ટીકા થઈ છે, પણ તે કંઈ એવી વાંધાજનક નથી. કારણ તેઓ જાણીતા એવા વિશ્વાસુ અને હાફિઝ છે. ટીકાખોરોએ અદેખાઈને લઈને ટીકા કરી છે. ઈબ્ને અદી (રહ.) કહે છે કે આ હદીસ હસન હોવા વિશે લેશમાત્ર શંકા નથી.

(જુઓ પેજ—૯૧)

હઝરત અલી બિન હસન શકીક કહે છે કે મેં હઝરત અબ્દુલ્લાહ બિન મુબારક (રહ.) પાસેથી આ વાત સાંભળેલી. એકવાર એક માણસે તેમને અરજ કરી, 'ઓ અબૂ અબ્દુર્રહમાન! મારા ઘૂંટણે સાત વરસથી એક ગૂમડું નીકળેલું છે. મેં બહુ દવાઈલાજ કર્યાં ને અનેક હકીમોવૈદો પાસે ફરી વળ્યો, પણ કંઈ ફાયદો થતો નથી.' આ સાંભળી હઝરત અબ્દુલ્લાહ બિન મુબારક (રહ.) બોલ્યા; 'જાઓ, કોઈ એવું સ્થળ શોધી કાઢો કે જ્યાં લોકોને પાણીની ભારે તંગી હોય. આવા ગામે કે સ્થળે કૂવો ખોદાવી દો. મને ઉમ્મીદ છે કે જેવું કૂવાનું ઝરણ ફૂટશે કે તમારા ગૂમડામાંથી રસીલોહી નીકળતાં બંધ થઈ જશે. તે માણસે આ સૂચન પર અમલ કર્યો તો અલ્લાહ તઆલાએ એ બીમારી દૂર કરી દીધી. તેનું દૂઝતું ગૂમડું મટી ગયું.[1]

(અનુસંધાન પેજ–૯૦)

સહીહ બુખારી અને મુસ્લિમમાં–અગાઉ આવી ચૂક્યું તેમ–એક માણસે તરસ્યા કૂતરાને પાણી પાયું એના તુફેલમાં અલ્લાહપાકે તેને જન્નત આપી. વળી એક પાપી સ્ત્રીએ તરસ્યા કૂતરાને પાણી પાયું, એ બદલ તેની મગફિરત થઈ ગઈ. તો ભલા, તરસ્યા મુસલમાનની તરસ છીપાવવા બદલ કેવો મોટો દરજ્જો હશે! સહીહ હદીસમાં અગાઉ આવી ચૂક્યું છે કે તમે તમારી ડોલમાંથી પોતાના મુસલમાન ભાઈની ડોલમાં પાણી નાખી દો એનો ય સદકો કર્યા જેવડો સવાબ છે. આથી કોઈ એવા સ્થળે કે જયાં છેક પાણી ન હોય કે પાણીની ભારે અછત હોય–લોકો માટે પાણીની વ્યવસ્થા કરી આપવી એ અલ્લાહના ફઝલથી જન્નત અપાવનારો અમલ છે. વળી માંદાને સાજો થવા માટેનો રૂહાની ઈલાજ પણ!

[1]બયહકી (રહ.)એ આ ઘટના હદીસરૂપે શુઅબુલ ઈમાનમાં નોંધી છે.

હઝરત બયહકી (રહ.) કહે છે કે કંઈક આવી જ ઘટના અમારા શૈખ હાકિમ ઈબ્ને અબ્દુલ્લાહ (રહ.)–કે જેમણે 'મુસ્તદરક' નામે જાણીતી કિતાબ લખી છે–એમના વિશે પણ બની છે. એ માનવંતના ચહેરા પર ઝખમ થઇ ગયો હતો. ઘણા ઈલાજ કર્યા પણ કંઇ ફાયદો ન થયો. એક વરસ આ રીતે વીતી ગયું. અંતે આપે પોતાના માનવંત ઉસ્તાદ ઇમામ અબૂ ઉસ્માન સાબૂની (રહ.)ની સેવામાં અરજ કરી; 'કૃપા કરીને આપ આપની જુમ્આની મજલિસમાં મારે માટે દુઆ ફરમાવો કે મારી આ બીમારી મટે!

તે માનવંતે દુઆ ગુઝારી અને હાજરજનોએ બહુ બહુ આમીન કહી. બીજી જુમ્આએ એક ઓરતે મજલિસમાં એક ચીઠ્ઠી નાખી. ચીઠ્ઠીમાં લખ્યું હતું કે હું ઘરે ગઈ. મેં હઝરત હાકિમ અબૂ અબ્દુલ્લાહની તંદુરસ્તી માટે રાતે ઘણી ઘણી દુઆ યાચી. એ રાતે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મેં ખ્વાબમાં જોયા. જાણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવી રહ્યા હતા કે તમે અબૂ અબ્દુલ્લાહને કહેજો કે મુસલમાનો માટે પાણીની જાહેર વ્યવસ્થા કરો.'

હઝરત બયહકી (રહ.) કહે છે કે હું એ ચીઠ્ઠી લઈને મારા માનવંત ઉસ્તાદ હાકિમ પાસે ગયો ને આપને ચીઠ્ઠી વંચાવી. આપના પર ઘેરી અસર થઇ. ઘર બહાર દરવાજા નજીક પાણીની એક ટાંકી આપે તત્કાળ બનાવડાવી ને એમાં બરફ નંખાવ્યો. તરસ્યા લોકો પાણી પીવા લાગ્યા. હજી એક અઠવાડિયું ય વીત્યું નો'તું કે તંદુરસ્તીનાં ચિન્હો જણાવા લાગ્યાં. ને મોં પરના ઘાવમાં રૂઝ આવવા લાગી.

થોડા જ દિવસોમાં ઝખમ સંપૂર્ણપણે રૂઝાઇ ગયો, એટલું જ નહીં આપનો ચહેરો અગાઉ કરતાં વધુ ખીલી નીકળ્યો, સુંદર બની રહ્યો ! એ પછી આપ ઘણા વરસ જીવતા રહ્યા.

હઝરત સઅદ બિન ઉબાદહ રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે; એકવાર અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં મેં અરજ કરી, "યા રસૂલલ્લાહ ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કયો સદકો સૌથી ઉત્તમ છે ?' આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો, 'તરસ્યાંને પાણી પાવું.' વળી એક હદીસ શરીફમાં છે,'જે ઈમાનવાળો પોતાના તરસ્યાં ભાઇબહેનોને પાણી પાય છે, અલ્લાહ તઆલા કિયામતને દિવસે એને પાક શરાબનું પીણું પીવડાવશે.'

(જામિઅ–તિરમિઝી, ૪:૬૩૩)

## ✯ બત્રીસમી સુટેવ ✯

### ટુકડો દોરડું આપવું

તમારો મુસલમાન ભાઈ કૂવેથી પાણી ખેંચી રહ્યો છે, કે ઘાસનો ભારો યા સામાન બાંધી રહ્યો છે–એની પાસે દોરડું છે, પણ એ દોરડું ટૂંકું પડી રહ્યું છે. એને દોરડાના નાના સરખા ટુકડાની જરૂર છે, કે એ પોતાનો સામાન બાંધી શકે કે કૂવામાંથી પાણી કાઢી શકે. તમે તેને મદદરૂપ થવા દોરડાનો એક ટુકડો આપો કે એ ટુકડો પોતાનો દોરડા સાથે ગાંઠીને તે પોતાની જરૂરત પૂરી કરે, તો તમારી આટલી મદદ કે સહકારના બદલામાં અલ્લાહપાક તમને જન્નત અતા ફરમાવશે. અણીને વખતે મદદરૂપ બનીને તમે

એની પરેશાની દૂર કરી રહ્યા છો, એનો સુંદર બદલો અલ્લાહ રહીમ અતા ફરમાવે છે.

આ કામ ભલે, તમને બહુ ક્ષુલ્લક કે મામૂલી લાગતું હોય પણ અજરની દૃષ્ટિએ અલ્લાહ તઆલાને ત્યાં એ બહુ મોટું કામ છે. કેમ કે તમે અલ્લાહપાકના એક જરૂરતમંદ બંદાની જરૂરત પૂરી કરી છે. અલ્લાહતઆલા આ નાનકડા કામને ય રહમત અને પસંદગીની નજરે જૂએ છે ને તમારાં અજરસવાબ વધારી દે છે, બલ્કે એને કારણે તમને જન્નતમાં દાખલ ફરમાવશે. જૂઓ, અલ્લાહ તઆલાનાં એહસાનો અને ઈનામો કેવાં મહાન છે!

## ✯ તેત્રીસમી સુટેવ ✯

### પરેશાન માણસને આશ્વાસન આપવું, ને તેની પરેશાની દૂર કરવી.

તમે તમારા મુસલમાન ભાઇને પરેશાન જૂઓ, કશી મૂંઝવણમાં પડેલો જૂઓ, તમને લાગે કે ગમચિંતા અને ફિકરોએ એને ઘેરી લીધો છે—એને કશાં ડરચિંતા ય છે. આવે વખતે તમે એની મૂંઝવણ, એનો ડર, એનાં ગમચિંતા દૂર કરો ને તેને શાંતિસંતોષ મળે એવી કોશિશ કરો, તે હળવો બની રહે, માથેના ભાર મૂંઝવણથી એ મુક્ત બને તો આ કામનો બદલો અલ્લાહપાકને ત્યાં જન્નતરૂપે છે.

તમે તમારા આવા સહાનુભૂતિભર્યાં કામ દ્વારા તેનું દિલ રાજી કરી દેશો, તેનાં ગમચિંતા દૂર કરશો ને અલ્લાહપાક

પર તેનાં શ્રદ્ધા ને વિશ્વાસ વધારી દેશો, તેનામાં આત્મવિશ્વાસ આવશે, તેનાં હોઠ મુસ્કુરાશે. શક્ય હોય તો તમે એને તમારા અનુભવની કોઈ એવી ઘટના કહેજો કે જે એને ચિંતામાં મૂકનાર બાબત કરતાં વધુ મોટી ને ગંભીર હોય. જે સાંભળી-વિચારીને તે પોતાનો ગમ ભૂલી જશે, સબર કરશે. તેને તમારી મુસીબત સામે પોતાની આફતમુસીબત કમ લાગશે. પોતાની ચિંતા વિસારે પાડીને તમારાથી એ હળીમળી જશે; જાણે કાંઇ બન્યું જ નથી ! પરિણામે અલ્લાહપાક તમને જન્નતમાં દાખલ કરશે, ઇન્શાઅલ્લાહ !

## ★ ચોત્રીસમી સુટેવ ★

### ચંપલની પટી કે પગરખાની દોરી આપવી.

કોઈને ચંપલ કે પગરખાની પટીદોરી જેવી વસ્તુ આપવાનું તમારી નજરે તદ્દન મામૂલી હોય, પણ અલ્લાહ-પાકને ત્યાં એનો મોટો દરજ્જો છે. એ બદલ અલ્લાહતઆલા ઘણો અજરસવાબ દેતા હોય છે. તમારો હેતુ મુસલમાન ભાઈની મદદ કરવાનો છે, ને તેને એવો વિશ્વાસ અપાવવાનો છે કે નાનાંમોટાં કામોમાં મદદ અને સહકાર આપનાર એનો મુસલમાનભાઇ મવજૂદ છે, જે કપરા સંજોગોમાં એની સારસંભાળ લે છે. એની સેવા અને મદદ કરવા ઉત્સુક અને તત્પર છે. ને જ્યાં સુધી મુસલમાન પોતાના ભાઈની મદદ કરતો રહેશે ત્યાં સુધી અલ્લાહપાક તેની મદદ કરતા રહેશે.

(સુનને અબી દાવૂદ, ૪ : ૫૮૪)

તમે તમારા આ મામૂલી જણાતા કામ દ્વારા અલ્લાહ

રબ્બુલ ઇઝઝતને ત્યાં ઘણો મોટો સવાબ કમાઇ શકો છો. એનો બદલો તમને જન્નતરૂપે મળશે. એ અલ્લાહ ! અમને જન્નતને પાત્ર ને ત્યાંના રહીશ બનાવી દો. એ બેઉ જહાંના રબ ! અમારી દુઆ કબૂલ ફરમાવો !

અબૂ તમીમહ જહમી[1] રહમતુલ્લાહિ અલૈહથી આ હદીસ રિવાયત થયેલ છે. એમાં છે કે એકવાર અલ્લાહના નબી સલ્લ-લ્લાહુ અલયહિ વ સલ્લમને ભલાઇ તથા સદ્‌વર્તન વિશે પૂછ-વામાં આવ્યું તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઇરશાદ ફરમાવ્યો; 'તમે કોઇ પણ નેકીને મામૂલી ન ગણતા.[1] ભલે, દોરડાનો એક ટુકડો તમે કોઇને આપો.[2] ચંપલ–જોડાની દોરી કે પટી કોઇને દો.[3] તમારી ડોલમાંથી તમારા ભાઇનાં ડોલવાસણમાં પાણી નાખો.[4] ભલે, રસ્તામાંથી લોકોને ઇજા દેતી નાનીમોટી વસ્તુ દૂર કરો.[5] ભલે, તમારા ભાઈ સાથે હસતે મોએ મળો.[6] તમે તમારા ભાઇને જ્યારે ય મળો તેને ભલે, માત્ર સલામ જ કરી લો.[7] તમારા પરેશાન કે મૂંઝાયેલા ભાઇની પરેશાની કે મૂંઝવણ હળવી કરી દો.[8]

---

[1] હઝરત અબૂ તમીમહ (રહ.) અગ્રણી તાબિઇન ગણાય છે. જૂઓ, તહઝીબુત તહઝીબ, પેજ ૧૨.

[1] એટલે કે કોઈપણ સારા કે નેક કામને મામૂલી કે નગણ્ય ન લેખતા. તે ભલે ગમે એટલું ક્ષુલ્લક કે મામૂલી લાગતું હોય, અલ્લાહપાકને ત્યાં તેનું મહત્ત્વ છે. [2] ત્રીસમી સુટેવ. [3] ચોત્રીસમી સુટેવ. [4] બાવીસમી સુટેવ. [5] બીજી સુટેવ. [6] ઓગણીસમી સુટેવ. [7] સોળમી સુટેવ. [8] તેત્રીસમી સુટેવ.

તમારામાં કશી એબખોડ જોઈને કોઈ માણસ તમને બુરૂંભલું કહે, તમારી ટીકા કરે, પણ તમે તેની એબ કે ખોડખાંપણ જાણતા હોવા છતાં તેને ભૂંડો ન કહો–તમને એનો અજર મળી જશે, ને તેના ભૂંડા બોલનો ગુનાહ તેના પર રહેશે. જે[9] વાતો સાંભળવાનું તમને ગમે તેના પર અમલ કરજો ને ન ગમે તેનાથી બચજો.[10]

## ✶ પાંત્રીસમી સુટેવ ✶

## ખરીદવેચાણમાં સહુલત ને ઉદારતા દાખવવી.

માલ વેચનાર માણસ, ઘરાક સાથે તોછડાઈથી વાત ન કરે, માલના દામ વધુ પડતા ન લે, મર્યાદિત નફો લઇને માલ વેચે ને એટલા નફાથી સંતોષ માને. આને વેચાણમાં સહુલત આપી એમ કહીશું. ઘરાક કશી ઉદારતા કે ખેરખ્વાહીની ઈચ્છા રાખે તો વેચનારે તેની સાથે ઉદારતા કે ભલપણ દાખવવું, તેની સાથે સાચી વાત કરવી, તેને ખોટે માર્ગે ન દોરવો. દાખલા તરીકે ખરીદનાર પૂછે કે આ વસ્તુ અસલી

---

[9] સાર એ કે ભલાઈનો બદલો બુરાઈથી આપવો નહીં. કોઇ તમને ઈજા આપે એ બદલ તમે સબ્ર કરશો તો અલ્લાહપાક તેની નેકીઓ તમને આપશે. ને તે ગુનેહગાર થશે.

[10] એટલે કે જો કશી સારી વાત સાંભળવાનું તમને ગમતું હોય તેના પર અમલ કરો, ને કશી બુરી વાત સાંભળવાનું તમને નાપસંદ હોય એનાથી દૂર રહેજો. (મુસ્નદે અહમદ, ૩ : ૪૮૨)

છે કે નકલી તો વેચનારે સાચેસાચું કહી દેવું. જે કાંઈ હકીકત હોય તે ઘરાક સામે જાહેર કરી આપવી. ખરીદાર કે ઘરાકની મજબૂરીનો અનુચિત કે નાજાયઝ લાભ ન લેવો. કેટલાક વેપારીઓ મજબૂરીનો લાભ લઈને ભાવ વધારો કરતા હોય છે. ઘરાકોને લાચારીએ તે વસ્તુ ખરીદવા વધુ દામ આપવા મજબૂર થવું પડે છે. આ રીત તંદુરસ્ત સમાજ માટે યોગ્ય નથી.

વસ્તુ ખરીદવા વિશે સહુલત અને નરમી રાખવાની રીત એ છે કે કીમત ઓછી કરવા માલ વેચનાર પર વધુ પડતું દબાણ ન કરવું. વળી એટલી હદે તેને મજબૂર ન કરવો કે કસમ ખાઈને તેને માલની પડતર કીમત જાહેર કરવી પડે. દુકાનદાર તંગદિલ અને પરેશાન થાય એવું વર્તન ન કરવું.

તમે જે વસ્તુ ખરીદવા ઈચ્છતા હોવ તે પ્રથમ જોઈ-તપાસી લો. તમને સંતોષ થાય તો દામ પૂછો. તમને યોગ્ય લાગે એ કીમતે તમે માંગી શકો. દુકાનદાર એ કીમતે વેચવા રાજી હોય તો ઠીક. તમને કીમત વધુ લાગે ને દુકાનદારે જણાવેલી કીમત આપવા તમે રાજી ન હોય તો ત્યાંથી ખરીદવાનું પડતું મૂકી બીજેથી ખરીદો. કેટલાક ઘરાકોને એવી આદત હોય છે કે દુકાનદારને તંગ કર્યા વિના એમને જંપ વળતો નથી. તેના પર ખરા–ખોટા આક્ષેપો કરવા મંડે છે. દાખલા તરીકે કહે છે; તમારો ભાવ તો વધારે છે, ફલાણી દુકાને તો આ વસ્તુ આટલી કમ કીમતે મળે છે, તમારા માલમાં આ કે તે ખરાબી લાગે છે, વગેરે. આને પરિણામે માલ વેચનાર કસમ ખાવા કે વાતને રીતસર વધુ બાવવા મજબૂર થઈ જતો હોય

છે. કેટલાક લોકો એવા ય હોય છે કે માલ ખરીદવા ઇચ્છતા નથી. બસ, આદતથી મજબૂર થઈ દુકાનદારોને હેરાન કરવા સિવાય એમનો કશો હેતુ કે ઉદ્દેશ નથી હોતો.

વાસ્તવમાં ખરીદનાર અને વેચનાર બંનેએ ખરીદ-વેચાણમાં વિનમ્રતા અને ખુશદિલીથી વર્તવાનું છે. અલ્લાહપાક એવા માણસ પર રહમ ફરમાવે જે માલ વેચતી વખતે ય વિનમ્ર હોય ને ખરીદતી વેળા ય! વળી પૈસા વગેરેની ઉઘરાણી કે તકાઝો કરતી વખતે ય નમ્રતા રાખે. અમીરુલ્ મુઅમિનીન હઝરત ઉસ્માન બિન અફ્ફાન રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, અલ્લાહપાકે એક માણસને એવા કારણસર જન્નતી બનાવ્યો કે તે ખરીદ અને વેચાણ બંનેમાં વિનમ્ર રહેતો હતો. (સુનને ઇબ્ને માજહ)

મારા માનવંત ભાઇઓ! તમે ખરીદ કે વેચાણમાં નરમ મિજાજ રાખશો તો જન્નતે લઈ જનારી એક સુંદર સુટેવ તમે અપનાવી. તમે આપણા રબની જન્નત પ્રાપ્ત કરવાની ખૂબ ખૂબ કોશિશ કરો. તમે સારા સ્વભાવવાળા, વિનમ્ર ને અલ્લાહના બંદાઓ તેમ અલ્લાહની અન્ય મખ્લૂક સાથે નરમીભર્યો વર્તાવ કરનારા બનજો!

## ★ છત્રીસમી સુટેવ ★

## કરજ આપવા તેમ વસૂલ કરવામાં નરમી રાખવી.

સમયસર કરજ ભરપાઇ કરી આપવું ઉત્તમ છે. જો સમયસર કરજ ભરપાઈ કરવા કરજદાર શક્તિમાન હોય તો

મોડું કરવું હરામ છે. કારણ એથી વાયદાખિલાફી થતી હોય છે ને લેણદારને તકલીફ. હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, 'માલદાર માણસ કરજ અદા કરવામાં બહાનાં કાઢે તો એ ઝુલ્મ લેખાશે.'[1] આનો ભાવાર્થ એ કે જે માણસ કરજ અદા કરી દેવા શક્તિમાન હોવા છતાં વિલંબ કરે ને બહાનાં કાઢે તો એવો માણસ ઝાલિમ કે અત્યાચારી છે ને ઝુલ્મ કે અત્યાચાર કયામતને દિવસે અંધારાં નોતરશે.

સમયસર કરજ ભરપાઈ કરીને કરજદારે લેણદારનો આભાર માનવો જોઇએ ને તેને માટે ભલાઈની દુઆ કરવી જોઈએ. કારણ તેણે એની હાજત પૂરી કરી છે. કમસે કમ તેણે આભાર તો વ્યક્ત કરવો જ! કરજદાર જો કરજ અદા કરી દેવાની ચિંતા રાખશે ને રાજી થઇને નમ્રતાપૂર્વક વર્તશે તો તેની આવી વર્તણૂક બદલ અલ્લાહ તઆલાની રઝામંદી પ્રાપ્ત થશે, ને તે જન્નતનો હકદાર બની રહેશે. (આજકાલ કરજ લીધા પછી કેટલાક કરજદારો તે દેવાનું નામ લેતા નથી, ને ગલ્લાંતલ્લાં કરે છે. કરજદાર, લેણદારનો આ રીતે હક મારીને અલ્લાહ તઆલાની નારાઝગી વહોરે છે અને અલ્લાહની નારાઝગી અઝાબનું કારણ બને એ ભૂલવું ન જોઈએ.)

લેણદારે કરજનાં નાણા માંગવામાં નરમી રાખવી રહી. એટલે કે તે વિનમ્રતા અને પ્યારમુહબ્બતથી પોતાનાં લેણાં

---

[1] કશ્ફુલ અસ્તાર, ૨:૧૦૦ હયસમી કહે છે કે આ હદીસ શરીફ બઝ્ઝારે રિવાયત કરી છે અને એને રિવાયત કરનાર સહીહ પૈકીના છે. મજમઉઝ્ઝવાઇદ, ૪:૧૩૧

નાણા માંગે. કદાપિ સખતાઈ કે તોછડાઈથી ન વર્તે. વળી કરજદારને લોકો સામે નીચું જોવું પડે એવું ન કરે. હા, એ પુરવાર થઈ જાય કે કરજદાર કરજ ભરપાઈ કરવા શક્તિમાન હોવા છતાં બહાનાં બતાવી રહ્યો છે ને નાણા દેવાની તેની દાનત જણાતી નથી તો આવા સંજોગોમાં લેણદાર તેની સાથે સખતાઈ કે કડકાઈ કરી શકે. અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, 'હકદારને કહેવાનો હક છે.' (સહીહ મુસ્લિમ, ૩:૧૨૩૫) અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ. સલ્લમ વળી ઈરશાદ ફરમાવે છે, 'હેસિયતવાળો કે શક્તિવાન માણસ કરજ ભરપાઈ કરવામાં ખોટા વાયદા કરે તો એની આબરૂ જશે.' ભાવાર્થ એ કે તે કરજનાં નાણા અદા કરી શકતો હોવા છતાં બહાનાં કાઢે છે તેથી તેની સાથે સખતાઈ કે કડકાઈ થાય તો એ સંભવિત છે. હઝરત જાબિર રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, 'માલ વેચે તો નરમી સાથે વેચે, ખરીદે તો નરમી સાથે ખરીદે, કરજ વસૂલ કરે તો નરમી સાથે વસૂલ કરે એવા બંદા પર અલ્લાહપાક રહમ ફરમાવો !' (સુનને ઈબ્ને માજહ)

તો મારા માનવંત બિરાદરો ! કરજે આપેલાં નાણા માંગવામાં નરમી રાખજો. ને સારા સ્વભાવથી કામ લેજો. ઈન્શાઅલ્લાહ, તમારી આવી સુટેવ જન્નતમાં જવા માટે કારણભૂત બનશે. અમીરુલ મુઅમિનીન હઝરત ઉસ્માન રદિયલ્લાહુ અન્હૂથી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, 'અલ્લાહપાકે એવા એક માણસને જન્નતમાં દાખલ ફરમાવ્યો, જે વસ્તુ ખરીદતી

વખતે, વસ્તુ વેચતી વખતે અને કરજ વસૂલ કરતી વખતે તેમ કરજ ભરપાઈ કરતી વખતે નરમી રાખતો હતો. (મુસ્નદે અહમદ, ૧:૫૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિયલ્લાહુ અન્હૂમા ફરમાવતા, મારા આકા હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, એક માણસ કરજ અદા કરતી વખતે અને વસૂલ કરતી વખતે રાખેલા નરમ સ્વભાવ ને વિનમ્ર વર્તનને કારણે જન્નતમાં ગયો.[1]

## ★ સાડત્રીસમી સુટેવ ★

### તંગદસ્તને મોહલત દેવી–ઢીલ આપવી.

કરજદાર જો તંગદસ્ત હોય, તેનો હાથ ભીડમાં હોય, કરજ ભરપાઈ કરવાનું તેને માટે મુશ્કેલ હોય તો એવા સંજોગોમાં તેને ઢીલ દેવી જોઇએ. કુર્આને અઝીઝની આ આયતે કરીમાને લઈને એ વાજિબ પણ છે–

'જો તે તંગદસ્ત (નાદાર) હોય તો હાથ મોકળો થતાં સુધી તેને ઢીલ આપો !' (૨:૨૮૦)

ભાવાર્થ એ કે કરજદાર તંગીમાં હોય તો કરજ ભરપાઈ કરવા શક્તિમાન થતાં સુધી તેને ઢીલ આપવી અને જો શક્ય હોય, તમે કરજ માફ કરી શકતા હોય તો માફ કરી દો. જેમ કે આયતે કરીમાના બાકીના ભાગમાં છે; 'અને તમે માફ કરી આપો તો એ તમારે માટે વધુ ઉત્તમ છે. જો તમે સમજ ધરાવતા હોવ તો !' (૨:૨૮૦)

---

[1] મુસ્નદે અહમદ, ૨:૨૧૦ આ હદીસ શરીફ રિવાયત કરનારા વિશ્વાસપાત્ર છે.

આ એવા પ્રસંગ કે મોકા પૈકીનો એક મોકો છે કે જેમાં મુસ્તહબ, વાજિબ કરતાં ઉત્તમ હોય છે. દાખલા તરીકે સલામનો જવાબ દેવો વાજિબ છે, પણ સલામમાં પહેલ કરવી મુસ્તહબ, ને એ અફઝલ પણ છે. વળી વખત થતાં નમાઝ માટે વુઝૂ કરવું વાજિબ છે, જ્યારે વખત થતાં પહેલાં વુઝૂ કરવું મુસ્તહબ. હઝરત હુઝયફહ (રદિ.) ફરમાવે છે કે મેં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એમ ફરમાવતા સાંભળ્યા કે તમારી અગાઉ થઈ ગયેલી ઉમ્મતના એક માણસની રૂહ ફરિશ્તા લઈ ગયા. તેને પૂછવામાં આવ્યું કે કોઈ સારુ ભલું કામ તેં કર્યું છે કે? તે કહેવા લાગ્યો, 'મને કશી ખબર નથી.' ફરિશ્તા કહેવા લાગ્યા, 'યાદ કરીને કહે!'

તેણે સોચવિચાર કરીને કહ્યું, 'મને બધું તો યાદ નથી. હા, લોકો સાથે હું લેવડદેવડ કરતો ત્યારે તેમની સાથે સારો વર્તાવ કરતો હતો. માલદારને થ્ઢીલ દેતો અને ગરીબ-તંગ-દસ્તને માફ કરી દેતો.' આવા સુંદર અમલ બદલ અલ્લાહ-પાકે તેને જન્નતમાં દાખલ કર્યો. (ફત્હુલ બારી, ૬ : ૪૯૪)

જો કે આ એક અતિ ઉદારતાભરી રીત છે. શક્તિવાન નાણાં અદા કરી શકતો હોવા છતાં તેને ઢીલ આપવી અને તંગદસ્ત કે હાથ ભીડમાં હોય એવા માણસ પાસેથી પૈસા ન લેવા—કરજ માફ કરવું મનની કેવી ઉદારતા સૂચવે છે!

## ☆ આડત્રીસમી સુટેવ ☆

## લેણી રકમમાંથી કંઈક જતું કરવું.

આના બે અર્થ થઈ શકે. દાખલા તરીકે કોઈ વસ્તુ

તમે સો રૂપિયામાં વેચી. ઘરાકે પૈસા કાઢયા તો એકાદ રૂપિયો કે કંઈક ઓછુંવત્તું એની પાસે કમ હતું, એથી વધુ પૈસા એની પાસે ન હતા. આવે વખતે તમે એને દરગુઝર કરો. બાકીનો રૂપિયો-બે રૂપિયા લઈ આવવા માટે તેને આગ્રહ કે દબાણ ન કરો, બલ્કે બાકી રકમ બાબત દરગુઝર કરો. આવા સુવર્તનને કારણે તમે કીમતમાં કમી કરનારા લેખાશો. બાકીનાં નાણાં વિશે દરગુઝર કરીને કે તે જતા કરીને તમે તેનો માલ અને વખત બચાવ્યો. આ બદલ પણ તમને એવાં અજર સવાબ મળશે કે તમે જન્નતના હકદાર થશો. ઈન્શાઅલ્લાહ !

બીજો ભાવાર્થ એ કે કોઈ વસ્તુ તમે સો રૂપિયામાં વેચી. ખરીદનારે કીમત ચૂકવી તો એમાં એકાદ રૂપિયો ખોટો જણાયો. અથવા તો નોટ ફાટેલી હતી. તે રૂપિયો એવો ખોટો જણાતો હતો કે બહુધા દુકાનવાળાઓએ તે લેવા ના પાડેલી, કે ફાટેલી નોટ તેમણે ન સ્વીકારેલી. આવા પ્રસંગે દુકાનદાર તરીકે તમે દરગુઝરભર્યું વર્તન કરો, એવું નાણું સ્વીકારી લો ને ખરીદનાર પાસેથી એવા નાણાંના બદલામાં બીજું સારું નાણું લેવાનો આગ્રહ ન રાખો. શકય છે કે ઘરાક પાસે બીજા પૈસા ન હોય, કે અન્યત્ર એ નાણું ચલાવવાનું તેને માટે કઠિન હોય. આવા સંજોગોમાં તમે અલ્લાહપાકની રઝામંદી હાસિલ કરવા એ નાણું સ્વીકારી લો-ચલાવી લો તો આવો અમલ પણ તમને જન્નતમાં જવાના સબબરૂપ બનશે, ઇન્શાઅલ્લાહ !

હઝરત હુઝયફહ બિન યમાન રદિયલ્લાહુ અન્હૂ કહે છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈરશાદ

ફરમાવતા, એક માણસ ગુજરી ગયો. તેને પૂછવામાં આવ્યું કે તમે એવું કયું સુંદર કર્મ કરતા હતા કે તમને જન્નત મળી? (તેને યાદ આવ્યું કે ફરિશ્તાએ તેને યાદ અપાવ્યું) તે કહેવા લાગ્યો; હું દુકાનદાર હતો. લેવડદેવડમાં તંગદસ્ત કે નાદારને હું ઢીલ દેતો.[1] ને લેણી રકમમાં સહેજસાજ ખૂટતાં નાણાં વિશે દરગુઝર કરતો.[2] આવા કારણોસર તેની મગફિરત થઈ ગઈ.[3]

## ★ ઓગણચાળીસમી સુટેવ ★

### મુસલમાનોની એબો છુપાવવી.

હઝરત અબૂ સઈદ (રદિ.) કહે છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા, 'કોઈ મુઅમિન પોતાના મુઅમિન ભાઈની કશી એબ જાણે ને તે એબની પરદાપોશી કરે, તેને ઢાંકે, લોકોને કહેતો ન ફરે, તો આવા સારા વર્તન બદલ અલ્લાહપાક તેને જન્નતમાં દાખલ ફરમાવે છે. (તબરાની)

એબ એટલે એવો ગુનાહ કે જે બદલ શરીઅત અનુસાર સઝા કે હદ વાજિબ થતી હોય. દાખલા તરીકે દારૂ પીવો, નશાકારક ચીજનો ખાવાપીવા વગેરેમાં ઉપયોગ કરવો. તમે તમારા મુસલમાન ભાઈની આવી કશી એબ જાણતા હોવ

---

[1] સાડત્રીસમી સુટેવ. [2] આડત્રીસમી સુટેવ. [3] સહીહ મુસ્લિમ, ૩ : ૧૧૯૫

ને તેની પરદાપોશી કરો, કોઇની સામે તેની આ એબ ઉઘાડી ન કરો તો તમને જન્નતરૂપે આનો અજરસવાબ મળશે. કારણ તમે એની એબ છુપાવીને અને તમારા સીનામાં તે દફન કરીને એ મુસલમાનની આબરૂનું અને તેની કરામત-બુઝુર્ગીનું રક્ષણ કર્યું છે. ને સમાજમાં તેમ એના સાથીઓ અને ભાઈઓ વગેરેમાં એને ઉતારી પાડયો નથી. શરીઅત કહે છે કે તમે એ ઝિંદા–દરગોર જેવાને જાણે નવેસરથી ઝિંદગી આપી છે.

હઝરત રજાઅ્ બિન હયાત (રહ.) કહે છે કે હઝરત મુસ્લિમહ બિન મુખલ્લદ (રદિ.) પોતાના જીવનની એક ઘટના વર્ણવતા કે એકવાર હું મારા મકાનમાં બેઠો હતો. એવામાં દરબાને[1] ખબર આપ્યા કે દરવાજે જાબિર બિન અબ્દુલ્લાહ નામે એક ગામડિયો આવ્યો છે ને તે આપને મળવા માંગે છે.

મેં બહાર ઝાંખીને જોયું. આવનાર ભાઈ ઊંટણી પર સવાર હતા. મેં પૂછયું; હું આપની સેવામાં હાજર થાઉં, કે આપ ઘરમાં પધારશો ? આવનારે ઉત્તર દીધો, 'આપે ઘરનાં પગથિયાં ઉતરવાની જરૂર નથી. ન તો મારે ઘરમાં આવવાની આવશ્યકતા. મને એવી જાણ થઇ છે કે આપ, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની એક હદીસ મુબારક–મુઅમિનની પરદાપોશી કરવા વિશેની-રિવાયત કરો છો. આ હદીસ મુબારક સાંભળવા હું આપને દરવાજે હાજર થયો છું.'

---

[1] દરબાન : દરવાજે બેસતો ચોકીદાર : દ્વારપાલ

મેં કહ્યું, 'જી, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસેથી મેં સાંભળ્યું છે, આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈરશાદ ફરમાવતા, જે શખ્સે કોઈ મુસલમાનની એબ છુપાવી, તેણે જાણે જીવતા દફનાવાયેલા માણસને બચાવી લીધો ![1] આવનારે આ હદીસ સાંભળી કે તુરત પોતાના ઊંટને એડી મારી હાંકી મૂક્યું !'

તો ખરેખર, જેણે જીવતા દફનાવી દેવાયેલાને કબરમાંથી કાઢી–ઝિંદગી બચાવી તેને જન્નત મળશે. તો જે કોઈ મુઅમિનની કરામતની અને તેની ઇઝ્ઝતઆબરૂની હિફાઝત કરે છે, તેની એબો છુપાવે છે તેનો બદલો જન્નત છે.

હઝરત ઉકબહ બિન આમિર (રદિ.)ના લહિયા (કાતિબ) કહે છે કે, 'એકવાર હઝરત ઉકબહ (રદિ.)ની સેવામાં મેં અરજ કરી, આપણા કેટલાક પડોશીઓ દારૂ પીએ છે. પોલીસને જાણ કરીને એમને પકડાવી દઉં કે ?' આપે કહ્યું, 'ના, એવું ન કરતા. એમને નસીહત કરો–શિખામણ દો, ચેતવો ય ખરા.' મેં અરજ કરી, 'મારા માનવંત ! આ લોકોને મેં અનેકવાર સમજાવ્યા–ચેતવ્યા; પણ તેઓ આદત મૂકતા નથી. હવે પોલીસને બોલાવ્યે જ છૂટકો.'

હઝરત ઉકબહ (રદિ.) કહેવા લાગ્યા; 'અરે ભૂંડા ! એવું ન કરતા. મેં હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસેથી સાંભળ્યું છે કે જે શખ્સ કોઈની એબ ઢાંકે તેણે જાણે ઝિંદા દરગોરને કબરમાંથી બહાર કાઢ્યો–નવું જીવન આપ્યું.[2]

1 તબરાની.

2 હાકિમ કહે છે કે આ હદીસ સહીહ છે.

હઝરત અબૂ બુરઝહ અસ્લમી (રદિ.) રિવાયત કરે છે કે એકવાર અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મિમ્બર પર બિરાજમાન થયા ને ઊંચે અવાજે ફરમાવ્યું; 'હે લોકો! જીભથી તો તમે ઈમાન લાવ્યા, પણ ઈસ્લામ તમારા દિલમાં હજી ઉતર્યો નથી. સાંભળો! મુસલમાનોને ઈજા ન દેતા. તેમને નાનમ કે શરમ આવે એવું ન બોલતા, તેમની એબો પાછળ ન પડતા. કારણ જે માણસ પોતાના મુસલમાન ભાઈની એબો પાછળ પડશે, અલ્લાહ તેની એબો પાછળ પડશે ને અલ્લાહપાક જેની એબો પાછળ પડે છે તેને અત્યંત તુચ્છ અને આબરૂ વગરનો કરી દે છે. ભલે તે પોતાના ઘરમાં બેસી રહેતો હોય!'

હઝરત ઈબ્ને ઉમર (રદિ.) એકવાર કા'બાશરીફ ભણી જોઈ કહેવા લાગ્યા, 'તમે કેટલા ઉત્તમ છો! તમારી ખૂશ્બૂ કેવી પ્યારી છે! તમારી મહાનતા અને હુરમત કેવી ભારે છે! પણ અલ્લાહના નઝદીક મુઅમિન તમારાથી ય અધિક માનવંત છે.' (જામિઅ તિરમિઝી, ૪ : ૩૭૮, અબૂ દાવૂદ, ૨ : ૫૬૮) હઝરત મુઆવિયા (રદિ.) કહે છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને મેં એવું ફરમાવતા સાંભળ્યા કે, 'લોકોની એબો પાછળ તમે પડશો તો તેમને ખરાબ કરી મૂકશો, યા શક્ય છે કે તેઓ ખરાબ થઈ જાય!' હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાસેથી હઝરત મુઆવિયા (રદિ.)એ આ વાત સાંભળી ને અલ્લાહ-તઆલાએ એ દ્વારા તેમને લાભ આપ્યો.

(અબૂ દાવૂદ, ૨ : ૫૭૧)

હઝરત ઇબ્ને મસ્ઊદ (રદિ.) કહે છે કે એકવાર મારી પાસે એક માણસને લાવવામાં આવ્યો. લોકો તેનું નામ જણાવી કહી રહ્યા હતા કે જૂઓ, આ માણસની દાઢીએથી દારૂ ટપકી રહ્યો છે! મેં કહ્યું, આપણને એવા ખોળાંખાંખાં કરવાની મના કરાઇ છે. અલબત્ત, આપણી સામે કોઇ વાત જાહેર થઈ જાય તો એ બદલ આપણે પકડ કરીશું.[1]

જે લોકો બીજાઓની ઈઝ્ઝતઆબરૂને લાંછન લગાડે છે તેઓ જાણે તેમનું માંસ ખાય રહ્યા છે. આવા લોકો વ્યાજ ખાનારાઓ કરતાં ય ભૂંડી દશામાં હશે. ઉમ્મુલ-મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક દિવસ પોતાના સહાબા (રદિ.)ને ફરમાવ્યું; 'અલ્લાહને ત્યાં વ્યાજ કોને કહેવાય એ તમે જાણો છો?'

માનવંત સહાબા (રદિ.)એ અરજ કરી; 'અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ વધુ જાણે છે.'

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવવા લાગ્યા, 'તમે મુસલમાનની ઈઝ્ઝતઆબરૂને હલાલ સમજો-તેનું લીલામ કરો એ અલ્લાહને ત્યાં વ્યાજ છે.' (જે હરામ છે.)

હઝરત સઈદ બિન ઝૈદ (રદિ.) રિવાયત કરે છે કે, અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઇરશાદ છે, 'કોઈ મુસલમાનની આબરૂ પર નાહક હાથ નાખવો એ સૌથી મોટું વ્યાજ છે.[2] (જે હરામ છે.)

---

[1] અબૂ દાવૂદે આ હદીસ શરીફ સહીહ સનદ સાથે રિવાયત કરી છે.

[2] અબૂ દાવૂદ શરીફ, ૨:૫૬૭, મુસ્નદે અહમદ, ૧:૧૯૦

# ★ ચાળીસમી સુટેવ ★

## મુસલમાનની તઅ્ઝિયત કરવી.

હઝરત અમ્ર બિન હઝ્મ (રદિ.) રિવાયત કરે છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે, કોઈ મુસલમાન, પોતાના મુસલમાનભાઈ પર કશી મુસીબત આવી પડે એ વખતે તેની તઅ્ઝિયત કરે—સહાનુભૂતિ અને શોક દર્શાવે તો અલ્લાહ તઆલા સુબ્હાનહૂ તેને કયામતમાં કરામત ને માનપ્રતિષ્ઠાનો પોશાક પહેરાવશે.

(ઈબ્ને માજહ, ૧ : ૫૧૧)

હઝરત અબૂ બરઝહ (રદિ.) કહે છે કે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવતા, 'કોઈ સ્ત્રીનું બાળક ખોવાઈ ગયું હોય ને જે કોઈ તેની તઅ્ઝિયત કરે—તેના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે, તેને સાંત્વન આપે તો અલ્લાહપાક, તઅ્ઝિયત કરનારને જન્નતમાં ફૂલવાળી ચાદર પહેરાવશે—ઓઢાડશે.' (જામિઅ્ તિરમિઝી)

એક મુસલમાનના બીજા મુસલમાનભાઈ પર જે હકો છે એમાં એક હક તઅ્ઝિયત કરવાનો છે. ને તેના જનાઝા સાથે જવાનો ય છે. આ બધાંનો એક જ સવાબ છે ને તે જન્નત!

આફતના માર્યા મુસલમાનની તઅ્ઝિયત કરીને, તેને સાંત્વન અને સહાનુભૂતિ આપીને, તેને માટે દુઆ કરીને તમે તેના ગમચિંતા હળવાં કરી રહ્યા છો. આથી અલ્લાહ-પાકના ફેંસલા બદલ તેને ધીરજ અને સબરની તવફીક મળશે. વળી તેને થશે કે તંગી અને પરેશાનીના કપરા વખતમાં એને સહાયરૂપ થનાર એનો કોઈ મુસલમાનભાઈ

છે ખરો ! તઅ્ઝિયતથી વળી તમને ય ફાયદો થશે. તમને મોત યાદ આવશે, તમારું દિલ નરમ બનશે ને દુનિયાની ક્ષણભંગુર ઝિંદગી વિશે તમે ય સાવચેત થશો.

હઝરત અલી બિન ઉમર બિન અલી (રહ.) પોતાના પિતાજીથી ને તે માનવંત પોતાના દાદાજીથી રિવાયત કરે છે કે અજર અને સવાબની દૃષ્ટિએ સૌથી મોટી ઇબાદત, અત્યંત હળવી ને સરળ છે ને તે છે તઅ્ઝિયત. તઅ્ઝિયત એકવાર થતી હોય છે.[1]

અરબીના એક કવિએ કેટલીક બોધદાયક પંક્તિઓ કહી છે જેનો ભાવાર્થ છે : હું આપની તઅ્ઝિયત કરું છું– આવી પડેલ દુઃખ બદલ આપના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવું છું. તમારાં દુઃખ અને શોકમાં સહભાગી છું. મને ય મારી ઝિંદગી પર કંઇ ભરોસો નથી–અલબત્ત, હું સુન્નત અદા કરી રહ્યો છું. તમે જેની તઅ્ઝિયત કરી રહ્યા છો–તે ય કંઈ મરનાર પછી હંમેશા બાકી રહેવાનો નથી. ન તો તઅ્ઝિયત કરનાર હંમેશા જીવતો રહેશે. હા, લાંબા જીવનને અંતે ય મૃત્યુ તો ઊભું જ છે !

ઓ અલ્લાહ ! અમારી મગ્ફિરત ફરમાવો. અમારા પર ફરમાવો ! અમારાં મા–બાપને ય અને આપના પ્યારા રસૂલ રહમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સઘળી ઉમ્મતને આપની વિશાળ રહમતથી ઢાંકી લેજો. ખરે, અથ'થી ઈતિ સુધી સઘળાં વખાણ ને સઘળી સ્તુતિ આપને જ ઘટે છે. સલાત-સલામ હોજો મખ્લૂકમાં સર્વશ્રેષ્ઠ એવા અમારા આકા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર, બસ, હમેશ હમેશ માટે !

[1] કશ્ફુલ 'અસ્તાર : ૧–૩૯૯ હયસમી કહે છે કે આ હદીસ બઝારે રિવાયત કરી છે. જૂઓ, મજમઉઝ ઝવાઈદ, ૨ : ૨૯૬

## * સંદર્ભ ગ્રંથો *

૧ કુર્આને અઝીઝ ૨ મુઅજમુલ મુફહરિસ લિઅલ્ફાઝિલ કુર્આનિલ કરીમ ....મુહમ્મદ ફુવાદ અબ્દુલબાકી (રહ.) કૃત
૩ ફત્હુલબારી, શર્હે સહીહ બુખારી ....ઈબ્ને હજર (રહ.)
૪ સહીહ મુસ્લિમ (એક તહકીક) મુહમ્મદ ફુવાદ (રહ.) કૃત
૫ મુઅત્તા (એક તહકીક) મુહમ્મદ ફુવાદ (રહ.) કૃત
૬ સુનને તિરમિઝી (એક તહકીક) મુહમ્મદ ફુવાદ (રહ.) કૃત
૭ સુનને અબૂ દાવૂદ. ૮ સુનને નસાઇ. ૯ સુનને દાર કુતની. ૧૦ સુનને બયહકી. ૧૧ કશ્ફુલ અસ્તાર. ૧૨ લૂઅલૂઉ વલ્મરજાન. ૧૩ મુઅજમુલ મુફહરિસ-લિઅલ્ફાઝિલ હદીસ. ૧૪ જમ્ઉલ ફવાઇદ મુહમ્મદ ઈસ્માઇલ મગરિબી.(રહ.) ૧૫ સુનને ઇબ્ને માજહ (તહકીક)... મુહમ્મદ ફુવાદ (રહ.) ૧૬ મજમઉઝ ઝવાઈદ. ૧૭ મુખ્તારુસસિહાહ. ૧૮ મિસ્બાહુલ મુનીર ૧૯ અન્નિહાયહ ઈબ્ને અસીર (રહ.) ૨૦ અલમકાસિદુલ હસનહ અલ્લામા સખાવી (રહ.) ૨૧ કશ્ફુલ ખિફા. ૨૨ અલ્મુસ્નદ ઇમામ અહમદ બિન હમ્બલ (રહ.)
૨૩ અલ જામિઉસ સગીર. ૨૪ સહીહુલ બુખારી.
૨૫ ઝખાઇરુલ મવારીસ. ૨૬ તહઝીબુત્તહઝીબ.
૨૭ સુનને દારમી. ૨૮ અત્તરગીબ વત્તરહીબ.
૨૯ તહફતુલ અશરાફ. ૩૦ સહીહ ઈબ્ને હિબ્બાન.
૩૧ અલ મઆજિમ તબરાની કૃત ૩૨ અલ મુસ્તદરક અલ્લામા હાકિમ.(રહ.) ૩૩ મુસ્નદે અબૂ યઅલા.

 **સમાપ્ત** 